સ્વ. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય રચિત

# વૃંદાવન

[ બંગાળી 'ચાંદમુખ'નો અનુવાદ ]

લેખક :

વનરાજ

સોલ એજન્ટ્સ :

જીવનલાલ એન્ડ સન્સ

અમદાવાદ અને મુંબઇ-૨

: પ્રકાશક :
ચંદ્રકાન્ત છ. મહેતા
પંચભાઈની પોળ, અમદાવાદ.

કિંમત
રૂા બે.

પ્રથમ આવૃત્તિ :: સંવત ૧૯૯૭ :: ઑકટોબર ૧૯૪૧.



મુંબઈ

મેસર્સ એન. એમ. ત્રિપાઠી, પ્રિન્સેસસ્ટ્રીટ
,, સી. જમનાદાસની કંપની ,,
,, આર. આર. શેઠની કંપની ,,
,, જીવનલાલ ઍન્ડ સન્સ ,,

અમદાવાદ

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે : ત્રણ દરવાજા,
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરોડ,
નવચેતન સાહિત્ય મંદિર : ભદ્ર,
જીવનલાલ અમરશી મહેતા : પીરમશા રોડ,

વડોદરા

પુસ્તકાલય સ. સહકારી મંડળ લી. રાવપુરારોડ,

મુદ્રક :
શાહ મણીલાલ છગનલાલ
નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રોડ : અમદાવાદ.

સ્વ. શ્રી. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત બંગાળી નવલકથા 'ચાંદમુખ' નો અનુવાદ ગુજરાતી ભાષામાં થયેલો નથી. તે કથાસમ્રાટનું આ પુસ્તક બંગાળીમાંથી અનુવાદ કરાવી પ્રગટ કરવામાં આવ્યું છે. અને તે સ્વ. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાયની અન્યકૃતિઓની માફક લોકપ્રિય નિવડશે એવી આશા છે.

પ્રકાશક

# વૃંદાવન

## : ૧ :

**ત્રેતાયુગના** મહા પરાક્રમી રાજા રાવણ તેના પુત્રપૌત્રાદિ સાથે સુવર્ણની લંકા અને સ્વર્ગપુરીનો ઉપભોગ કરતાં કોઈએ જાતે જોયો નથી. છતાં પણ લોકો તેલંગિયાપુરના હરદયાલપાલના પ્રતાપની સાથે એ રાવણ રાજાની સમૃદ્ધિની સરખામણી કર્યા વગર રહેતા નહિ. જગતમાં કોઈ સુખી માણસનું દૃષ્ટાંત દેવાનું હોય ત્યાં સૌ એકી અવાજે એના નામનો નિર્દેશ કરતા.

આવા સુખી પાલવંશના મૂળને પણ છેવટે ઉધઈ લાગી. કઠોર કાળરૂપી રાહુ જે દિવસે પાલવંશના ઉજ્વળ ચંદ્રમાંથી માંડીને પ્રભાતના નિસ્તેજ તારલા સુદ્ધાંત સહુને ગળી ગયો તે દિવસે શોક – સંતાપથી બળી રહેલાં માતાપિતાના દુઃખમાં સૌની સહાનુભૂતિનો પ્રવાહ ભળ્યો. સૌ કોઈ એકી સાથે કહેવા લાગ્યું: "હાય રે ! વિધિનું આ કેવું કારમુ વિધાન ! આવા સુખી પાલવંશનો આવી રીતે નાશ ! આવા કુસુમદળને પણ કાળનો કીડો છેવટે નથી જ છોડતો !"

પણ લોકોનો એ ઉપાલંભ નકામો ગયો. લોકની નિંદા કાળના મુખમાં પડેલો કોળીઓ પાછો મૂકાવી શકી નહિ. એ વૃક્ષનાં તમામ ફળ કવખતે સુકાઈને ખરી પડયાં.

ભયંકર આંધીના સપાટામાં આવી ફળફૂલરહિત બની ગયેલું કોઈ મહાવૃક્ષ જેમ ક્ષોભ અને રોષથી અનંત આકાશ તરફ પોતાનું કલેવર ધરીને પોકાર પાડે કે–' જો જો, કઠોર વિધાતાની આ ક્રૂર રમત !'–બરોબર એજ રીતે કાળના પ્રલયવંટોળને વટાવીને સંતાનહીન વૃદ્ધ હરદયાળ શોકસંતાપભર્યા નયને, રોષ અને અભિશાપભર્યા હૈયે આઘેના અનંત આકાશ સામે મીટ માંડીને દર્દભર્યા ઊંડા નિશ્વાસ નાંખી રહ્યો હતો. આપણી માફક જ હાડચામના શરીરમાં વિધાતાનો નિવાસ નથી, નહિ તો એ વિધાતા જરૂર આ આગમાં ખાખ થઈ જાત, અને પોતાના ક્રૂર વ્યવસાયનો ત્યાગ કરત. શું કોઈ પણ રાજવી પ્રજાજનોનાં આગ વરસતાં નેત્ર સહન કરી શક્યો છે ? તો પછી વિધાતા એ શી રીતે સહન કરી શકે ? બળવાખોરને સજા કરવાની ખાતર જ ન હોય, તેમ વિધાતાએ હરદયાળની પત્નીને પણ ખૂંચવી લીધી ભાંગેલી દુકાનનો રહ્યોસહ્યો કાટમાળ પણ એણે લૂંટી લીધો.

કહેવત છે કે, " બહુ રણિયાને રણ નહિ અને બહુ દુઃખિયાને દુઃખ નહિ. આ કહેવત હરદયાળને બરોબર લાગુ પડતી હતી. હવે કાળની છેલ્લી ભેટમાં માત્ર પોતે જ બાકી છે, એમ માની એ વૃધ્ધે એક જાતની નિરાંતનો શ્વાસ લીધો. કારણ હવે થોડા વખતમાં જ તે પોતાની ભાંગેલી દુકાન ભેળો થઈ જશે એમ તેણે માન્યું. "

પણ કોણ જાણે કેમ, જાણે કાળદેવનો જઠરાગ્નિ મંદ પડી ગયો. વૃદ્ધની ખબર તેમણે મુદ્દલ લીધી નહિ, વૃદ્ધની આશાના બધા દીવડા બૂઝાવી દીધા તેની શરમને લીધે લજ્જાથી મોં છૂપાવીને કાળદેવ ક્યાંયના ક્યાંય પલાયન કરી ગયા.

દુઃખના શરુના આવેશમાં જ વૃદ્ધ હરદયાળે ક્રોધવશ બની મનથી પ્રતિજ્ઞા કરી કે, ફરી નવેસર ઘરસંસાર શરુ કરીને બમણા બળથી વિધાતા સામે ટક્કર ઝીલીશ. પરંતુ પાછળથી લાંબો વિચાર

કરીને પોતાની શક્તિની મર્યાદા સમજાયાથી કે પછી કોઈ નિર્દોષ બાળવિધવાનો કરુણ ચહેરો તેમની સ્મૃતિમાં ખડો થઈ જવાથી, તેમના અંતરની આ પ્રતિજ્ઞા અંતરમાં જ વિરામ પામી. એ પ્રતિજ્ઞાને બહાર પડવાનો અવકાશ જ ન રહ્યો.

એક દિવસ તે આવી દશામાં વિચારોની ધૂનમાં, ઘરની બહાર રસ્તા પરના ઓટલા પર ગૂપચૂપ બેઠો હતો. મનના તરંગો આમતેમ નિરંકૂશપણે દોડી રહ્યા હતા. ગામમાં રહેવું એ તે વખતે ડોસાને કાંટાની પથારી જેવું આકરું થઈ પડ્યું હતું. તે ઉન્મત્તની માફક વિહ્‌વળ બનીને ચારે તરફ જોવા લાગ્યો. બરોબર તે વખતે કેટલાક યાત્રીઓનું ટોળું માર્ગ પરથી પસાર થતું હતું. વૃધ્ધે રોજની ટેવ મુજબ તે લોકોને પ્રશ્ન કર્યો: "તમે બધા ક્યાં જાઓ છો?"

સૌથી આગળ ચાલતો માણસ જરા ધીમો પડીને બોલ્યો: "અમે વૃંદાવન જઈએ છીએ–ચંદ્રમુખનાં દર્શન કરવા."

ડોસો બીજું કાંઈ બોલ્યો નહિ એટલે યાત્રાળુઓ ધીમે ધીમે આગળ વધ્યા. સ્થિર નજરે મૂઢની માફક એ લોકોની પીઠ પાછળ થોડીવાર ડોસો જોઈ રહ્યો અને પછી તે એકાએક મન સાથે બોલ્યો: "ખરી વાત છે, લોકો કહે છે કે જેના દેહમાં વેદના સળગતી હોય છે, તેના દેહ પર ભગવાન પોતાનો કરકમળ ફેરવીને બધી વેદના શાંત કરી દે છે. મારા કરતાં વધુ વેદના તે બીજા કોને હશે? ચાલ જોઉં તો ખરો!"

બહુ વિચાર ન કરતાં તે દોડીને ઘરમાં ગયો. ધીરધારની દુકાનનો અને આડતનો વ્યવસાય તેને યાદ આવ્યો. તે જરા અચકાયો. પણ તુરતજ અસ્ફુટ સ્વરે બોલ્યો: "એ બધી જંજાળ હવે કોના માટે? બહારની ચીજો લાવી લાવીને ઘરમાં ભરું પણ તેને ગોઠવનાર કોણ છે વારું કંઈ નહિ..."

તરત ખભે સામાન કરી, ઘરને તાળું લગાવીને ડોસો રસ્તા પર આવ્યો. તેનું મન બધી બાબતોમાંથી છૂટીને વૃંદાવનની પવિત્ર રજમાં આળોટવા ઉત્સુક બન્યું હતું. અંતરમાં ને બહાર બધે એ જ કામના હતી કે, વૃંદાવન ચંદ્રના મુખનું દર્શન કરીને પ્રાણની તમામ જ્વાળાઓ, અતૃપ્ત આશાઓ ભગવાનના શ્રીચરણમાં ધરી દેવી. અભિમાન અને તિરસ્કારની બેડીઓ ફગાવી દઈને ભગવાનને પૂછવું કે, "ભગવાન, આ તે તારી કેવી રીત? કયા કર્મોને લીધે મારા ભર્યાભાદર્યા ઘરમાં આગ જલાવી પ્રભુ?"

ઉપર જણાવેલા દળનો અગ્રણી યાત્રાળુ હરદયાળને પૂંઠળથી દોડતો આવતો જોઈને તેના સાથીદારોને હસીને કહેવા લાગ્યો: "જુઓ છો આ! જેને ભગવાન બોલાવે છે તે આમજ દોડીને આવે છે. ડોસાને આગળ પાછળ હોય એમ લાગતું નથી."

ભગ્નહૈયે અને આંસુભરી આંખે ડોસાએ ક્યારે માથું ધૂણાવ્યું એની તેને પોતાને પણ ખબર પડી નહિ. યાત્રાળુઓમાંથી એક સ્ત્રીએ સહાનુભૂતિથી વૃદ્ધ સામે જોઈ પ્રશ્ન કર્યો: "કોઈજ નથી કાકા?"

એ સ્નેહભર્યા શબ્દોથી ડોસાનો રૂંધાયેલો અશ્રુપ્રવાહ છૂટી ગયો અને નયનોમાંથી ધારા વહેવા લાગી. આકુળ કંઠે વૃદ્ધ બોલ્યો: "ભર્યું ભાદર્યું ઘર હતું, પણ કાળના વાવાઝોડામાં બધુંયે સાફ થઈ ગયું!"

પેલી સ્ત્રી સહાનુભૂતિ ભરી દૃષ્ટિએ થોડીવાર ગૂપચૂપ જોઈ રહી. પછી નિઃસાસો નાંખી છેવટે એક સાત આઠ વર્ષના છોકરાને છાતી સાથે દબાવીને, વ્હાલપૂર્વક ઉપરાઉપરી ચુંબનો કરીને આશીષ વર્ષાવી રહી. હરદયાળ અતૃપ્ત આકાંક્ષાભરી આંખે એ દૃશ્ય જોઈ રહ્યો.

સૂર્યાસ્ત પછી રસ્તા પાસે એક વિશાળ ઝાડ નીચે સહુ પોતપોતાનો સરસામાન ઉતારીને બેઠા. હરદયાળે આગ્રહપૂર્વક પૂછવાથી એક જણે ખુલાસો કર્યો: "આજે અહીં મુકામ કરવાનો

છે. આ ઝાડ નીચે જ રાત ગાળવાની છે—આપણા જેવા યાત્રાળુઓને આથી બીજી સારી જગા ક્યાંથી મળે ?"

ડોસાએ પૂછ્યું : "ઠીક, પણ અહીંથી આગળ ચાલવાનું ક્યારે છે ?"

"વહેલી સવારે ઉપડીશું. ત્યાં સુધી વિશ્રાંતિ લ્યો કાકા !" પેલા માણસે કહ્યું.

જાણે બધું સમજી લઈને ડોસો જરા આઘે એક ઝાડ તળે જઈને બેઠો. કોઈની સાથે બહુ હળવાભળવાની એની મરજી ન હતી. સૌ કોઈ પોતપોતાના કામમાં રોકાયા હતા એટલે કોઈએ તેના પ્રત્યે ખાસ ધ્યાન આપ્યું નહિ. જેની પાસે જે હતું તે ખાઈને સહુ સૂઈ ગયાં. પણ પેલી સ્ત્રીની નજર તો ડોસા ઉપર જ સ્થિર હતી. છોકરાને ખવડાવી, સુવડાવીને તે પોતાની ભાતની થાળી લઈ ધીમે ધીમે હરદયાળની પાસે આવી. ક્રોધથી સળગતી આંખે ડોસાએ તેના સામે જોયું.

સ્ત્રી ગૂપચૂપ ઊભી જ રહી. તેની શાંત સ્નિગ્ધ આંખો નીચે ઢળેલી હતી. જાણે સ્નેહમયી દયાની મૂર્તિ ! સ્નેહના આવેશથી આવેલાં આંસુ જેમતેમ રોકીને ડોસાએ ખાવાનું શરુ કર્યું, રોકી રાખેલા કરુણ આવેગથી એનું શરીર કંપી ઉઠ્યું.

ભોજન કર્યા પછી પેલી સ્ત્રી ચાલી ગઈ એટલે ડોસો નિદ્રાવશ થયો. અડધી રાતે કોઈનો ધક્કો પડતાં ડોસો હાંફળોફાંફળો બેઠો થઈ ગયો. પેલો માણસ બોલ્યો : "બેસી રહે નહિ ચાલે. આવવું હોય તો તૈયાર થઈ જાઓ. જોતા નથી સહુ નીકળી ગયા છે તે !"

ચકોર નજરે ડોસાએ ચારે તરફ જોયું. ખરેખર વૃક્ષ નીચે કોઈ રહ્યું ન હતું. સરસામાન લઈને બધા ચાલ્યા ગયા હતા. આકાશ તરફ જોતાં માલુમ પડ્યું કે હજી ઘણી રાત હતી. આથી ડોસાએ પેલા માણસને પૂછ્યું: "આટલી ઉતાવળ કેમ ? સવારે જવાનું હતું ને ?"

"એ ખરું, પણ જોતા નથી ?" અર્ધું વાક્ય હોઠમાં દબાવી દઈ તેણે એક જગા તરફ આંગળી ચીંધી. ડોસાએ તે તરફ જોયું - થોડે દૂર એક ઝાડ નીચે કોઈ માણસ તરફડી રહ્યું હતું. આશ્ચર્ય પામી ડોસાએ પેલા સાથીને પૂછ્યું : "એને શું થયું છે ?"

સાથીએ આંખ મીંચકારી કહ્યું: "કૉલેરા થયો છે..."

વૃદ્ધ અવાક્ થઈ ગયો - તે જરાવારે બોલ્યો: "તો શું તમે બધા એને છોડીને ચાલ્યા જશો ?"

"તો શું થાય ? પોતાનો જીવ કોને વહાલો હોતો નથી ? ચાલો હવે આવવું હોય તો જલદી." રોષથી સાથીદાર બોલ્યો.

ઘડીવાર દિઙ્ગમૂઢની માફક વિચાર કરી પછી ડોસો બોલ્યો: "એવું તે થાય ! આપણે બધા જતા રહીએ તો એની સંભાળ અહીં કોણ લેશે ?"

સાથીએ દાંત કચકચાવી કહ્યું: "યમરાજ ખબર લેશે - હવે તમારે આવવું છે ? નહિતો હું રવાના થાઉં ?"

દયાથી વૃદ્ધનો પ્રાણ જાગી ઉઠ્યો. તે પેલા માણસનો હાથ પકડી કહેવા લાગ્યો: "ના ભાઈ ના, આવા અણીના વખતે એને છોડીને ન જવાય, એ પણ આપણા જ સંઘમાં આવી છે ને !"

પેલો માણુસ શરમથી જરા ઝંખવાણો પડી બોલ્યો: "તો શું થાય હવે ? બધા ચાલ્યા ગયા છે..."

વૃદ્ધે આશ્વાસક સ્વરે કહ્યું: "આપણે બંનેએ તો રોકાવું જોઈએ."

"શું વૃંદાવન જવાનું છોડીને અહીં રોકાવું ? હું એટલો બધો દિવાનો નથી થયો."

વૃદ્ધ જરા આકળો થઈને બોલ્યો: "ઈશ્વરે સર્જેલા શ્રેષ્ઠ જીવને આમ રસ્તામાં રઝળતો મૂકીને વૃંદાવન જવાથી શું ઈશ્વરની કૃપા મેળવી શકાશે ?"

સાથી હી...હી...હી...કરીને હસી પડ્યો, તે બોલ્યો: "એ બધી વાત છોડીને આવવું હોય તો ચાલો."

વૃદ્ધ પેલાને ગણકાર્યા વગર રોગી પાસે ગયો. સાથીદારે કટાક્ષ-પૂર્વક હસીને કહ્યું: "સુંદર મુખડાએ છેવટે તમને પણ આકર્ષણ કર્યું ખરું!"

અધવચ્ચે ઊભીને વૃદ્ધે પૂછ્યું: "શી રીતે?"

ખડખડાટ હસીને પેલો બોલ્યો: "વૃદ્ધ છો તેથી શું થયું? એ સુંદરીના ચહેરાનું આકર્ષણ કંઈ જેવું તેવું નથી. મને લાગે છે કે તમે હવે નહિ જ આવો – હું તો જાઉં છું."

રોષ દબાવતાં ડોસો બોલ્યો: "રહે, જઈએ છીએ."

વૃદ્ધની પીઠ થાબડી વિનોદમાં સાથીદાર બોલ્યો: "બસ કાકા. એ જ વિચાર ખરો છે. વૃંદાવનમાં ઘણીએ મળશે, ... ચાલો આપણે રસ્તે પડીએ."

વૃદ્ધે ચંચળ નયને તેના તરફ જોઈ પૂછ્યું: "શું એટલાજ માટે વૃંદાવન જવાનું છે?"

સાથીએ મંદ સ્મિત કરી કહ્યું: "તો બીજું શું વળી?"

ક્રોધથી કંપતા સ્વરે ડોસો બોલ્યો: "નથી આવવું એવા વૃંદાવનમાં!"

હળદયાળની પીઠ પંપાળતો સાથી બોલ્યો: "એમાં ખીજવાઈ શાના જાઓ છો કાકા? વૃંદાવન એટલે જ સેવાદાસી."

"ચુલામાં ગયું તારું વૃંદાવન. જા, મારે નથી આવવું." ડોસો તિરસ્કારથી બોલ્યો.

બરાબર એજ વખતે વૃદ્ધના પ્રાણને મજબૂત કરવા માટે જ ન હોય તેમ ઝાડ તળેથી બાળકનો કરુણ અવાજ સંભળાયો: "આમ ન કરીશ બા, મને બીક લાગે છે!"

સાથીએ ઉતાવળથી કહ્યું: "દાદા, આમ દયા ખાવામાં સાર નથી. ચંદ્રમુખનાં દર્શન ચૂકી જશો, ચાલો..."

વૃદ્ધ તેને ધક્કો લગાવી બોલ્યો: "હું નથી આવવાનો, તારે જવું હોય તો ચાલ્યો જા."

સાથીએ ક્રોધથી કહ્યું: "તેં વહેલા બોલવું હતું ને કે હું ચાલ્યો જાત! હવે આ અંધારામાં હું એકલો ક્યાં જઈશ? તમારે હવે તો આવવું જ પડશે. હું તમને નહિ છોડું. નહિ આવો તો પકડીને પણ લઈ જઈશ."

વૃદ્ધ મૂંઝવણથી સ્થિર ઉભો હતો. પાછળથી કરુણ કંઠનો ધ્વની ખળભળી ઉઠ્યો: "બા, બા, ઓ મારી બા!"

વૃદ્ધ જોરથી આંચકો મારીને પેલાના હાથમાંથી છૂટો થઈ ગયો. પાસે પડેલો એક પહાણો લઈને એ પેલા માણસ તરફ ધસ્યો. "ઓ બાપરે ખૂની!" કહીને પેલો સાથી પાછો પડ્યો. અને શ્વાસભેર દોડીને અંધારામાં અદૃશ્ય થઈ ગયો. વૃદ્ધ ધીમે પગલે રોગિણીની પાસે આવી ઉભો રહ્યો.

મળ અને ક્લેદથી મલિન સ્ત્રીના મુખ સામે જોતાં જ હરદયાળ સમજી ગયો કે, કેટલાય દિવસના અનાહાર પછી જેના સ્નેહ અને દયાથી તેના મુખમાં અનાજનો કોળિયો પડ્યો હતો તેજ સ્નેહ અને સરળતાની મૂર્તિ ત્યાં તરફડી રહી હતી. એની ગોદમાં એનું વહાલું રત્ન—બાળક હતું. ધીમેથી બાઈનું રોગગ્રસ્ત મસ્તક ખોળામાં લઈ વૃદ્ધે સ્નેહપૂર્ણ અવાજે કહ્યું: "શું થાય છે મા?"

પેલી રમણીએ મહામુશીબતે આંખો ઉઘાડી જોયું—પછી તે ક્ષીણ અવાજે બોલી: "કોણ કાકા? કેમ પાછા આવ્યા?"

ડોસો મીઠાશથી બોલ્યો: "મને તારું કામ પડ્યું છે મા?"

વેદનાથી કાતર અવાજે યુવતી બોલી: "હું અભાગણીને પાપે તમને ચંદ્રમુખનાં દર્શન ન થયાં!"

ડોસો હસવાનો ડોળ કરી બોલ્યો: "તારી ભૂલ થાય છે મા! એને માટે મારો પ્રાણ બહુ આકુળ નથી, જેટલો તારા આ છોકરાના રૂદનથી આકુળ થયો છે."

બાઈ નિશ્વાસ નાંખી બોલી: "તમે બહુ કમભાગી છો. આ ઉમરે બધીયે વાતે પરવારી બેઠા!"

થોડીવાર શ્વાસ લઈ તે ફરી બોલી: "તમારે સંઘ સાથે જવું જોઈતું હતું બાબા! શી ખબર ફરી જવાય ન જવાય!"

ડોસાએ ગંભીરતાથી કહ્યું: "જો ઈશ્વર ખરેખર હોય તો મા, હું હાલ એની જ આજ્ઞાથી તારી પાસે દોડી આવ્યો છું. તેણે દીધેલી સેવાની તકને લાત મારી, દૂર ઠેલીને માત્ર મોઢાની ભક્તિ લઈને તેની સામે જઈ ઉભા રહેવાથી જ તે ખુશ થશે, એવું હું નથી માનતો, જરૂર જણાયે ઈશ્વિર આપણા અંતરમાંજ તેના અનંત રૂપનું દર્શન દેશે."

આવી જબરજસ્ત શ્રદ્ધાના વિરોધમાં માથું ઉંચું કરે એટલી બધી શક્તિ યુવતીમાં ન હતી – એટલે રૂંધાતા અવાજે તે બોલી: "હવે જાઉં છું બાબા! એ એ પાણી! મારી જીભ સૂકાય છે!"

યુવતીના કાન પાસે મોં ધરીને ડોસાએ પૂછ્યું: "પાણી અહીં છે વારું? ક્યાં છે...?"

ભગ્ન અવાજે નારી બોલી: "બધું પાણી પી ગઈ છું – સામે તળાવ છે. એ તરસે જીવ..."

હાથમાં લોટો લઈ ડોસો યુવાનની ગતિએ તળાવ તરફ દોડ્યો. એને આવતાં થોડો વખત ગયો, એટલામાં તો યુવતી બહુ નિસ્તેજ થઈ ગઈ હતી. એને કાળજીથી સ્વસ્થ કરી ડોસાએ પ્રેમપૂર્વક તેને ઉંચકીને સુવાડી.

હોલાવાની તૈયારી કરતી દીવાની જ્યોતની પેઠે બાઈની આંખો ને મુખ ઉપર હાસ્ય ઉગી નીકળ્યું. તે ક્ષીણ કંઠે બોલી: "હું જાઉં છું બાબા! મારો છોકરો......"

બાકી રહેલા શબ્દો એના મોં આગળ ઝૂકીને કાન માંડચા છતાં ડોસો ન સાંભળી શક્યો. નિસ્તેજ આંખો પાસે મોં ધરીને તે બોલ્યો: "છોકરાની ચિંતા ન કરીશ. એ હવે મારો છે."

એ શબ્દો મરનારના કાનમાં પહોંચી ગયા. મૃત્યથી મ્લાન થયેલા મોં પર પળમાં પ્રકાશ પથરાઈ ગયો. નિશ્વાસ નાંખીને યુવતીએ ડોસા તરફ જોઈ બોલવા પ્રયાસ કર્યો પરંતુ શબ્દો બહાર નીકળી શકયા નહિ.

ઉન્મતની માફક વૃદ્ધ બરાડી ઉઠ્યો: "તારો છોકરો, મા! તારા વગર એને કોણ સાચવશે? હું તો પરાયો છું."

તે વખતે પણ યુવતીના વદન પર એક હાસ્ય તરંગ રમી રહ્યો હતો. જાણે એ હાસ્યનો અર્થ સ્પષ્ટ હતો: "એક વાર કબૂલ કરી ચૂકયા છો બાબા, હવે ના નહિ પાડી શકો." સાથે સાથે યુવતીનું વેદનાગ્રસ્ત મસ્તક અનંત શાંતિમાં ઢળી પડયું.

બાળકની કરુણ ચીસની સાથે ગગનભેદી અવાજ ભેળવી ડોસો બોલ્યો: "હાય, હાય! હવે આ ભાર ઉપાડીને મારે કયાં જવું?"

૨૩૧૭૫

: ૨ :

**મા**થા ઉપર ઓચિંતો ફટકો અને વાયુનો સપાટો સંભળાયાથી હરદયાળે આકાશ તરફ જોયું. વાદળાથી આકાશ છવાઈ ગયું હતું. અંધકાર વધુ ગાઢ બની રહ્યો હતો. બાળકે ભયથી વૃદ્ધના પગ પકડી લીધા અને તેના ઢીંચણમાં મોં ઘાલી તે બોલ્યોઃ "દાદા, એ દાદા!"

"ભાઈ ડરીશ નહિ હોં, હું તારી પાસે જ છું." કરુણાથી છલકતા હૈયે બાળકને ઉઠાવી છાતી સાથે દાબતાં વૃદ્ધ બોલી ઉઠ્યો.

વૃદ્ધની ગોદમાં લપાઈને ધડકતા હૈયે બાળકે પૂછ્યું: "દાદા, બા કેમ આમ પડી છે?"

સરળ બાળકને માટે આવો પ્રશ્ન સહજ હતો, પણ હરદયાળ જેવા વૃદ્ધને માટે એનો ઉત્તર આપવો બહુ કઠણ હતો. તેથી તેણે ગૂપચૂપ બાળકને છાતી સાથે વધુ દબાવ્યો–થોડીવારે વૃદ્ધે કહ્યું: "તારી બા વૃંદાવનચંદ્રના ચરણકમળમાં ઢળી પડી છે બેટા! આ તો તારી બાનું માત્ર ખોખું છે."

બાળક સમજ્યો કે નહિ તે બરોબર ખબર પડી નહિ. પણ મરી ગયેલી માતા તરફ મોં ફેરવીને નિશ્વાસભર્યા સ્વરે બાળક બોલ્યો: "દાદા ઘેર ચાલો મને બહુ જ બીક લાગે છે."

મરનારના માથા પાસેથી પોટલી તથા પાણીના લોટા ભણી ડોસાએ એકવાર ઉદાસ ભાવે નજર કરીને તે એક બે ડગલાં આગળ વધ્યો. પણ બીજીજ પળે કોણ જાણે કેમ તે અટકીને ઉભો રહ્યો—વીજળીના ઉજ્વળ પ્રકાશમાં મૃત યુવતીનું મોં તે સ્પષ્ટ રીતે જોઈ શક્યો અને જોતાંજ તે કંપી ઉઠ્યો.

આંખે હાથ દઈ ઘૂંટાતા અવાજે તે બોલ્યો: "તારી અંતિમ ક્રિયા ન કરી શકવાને કારણે મને શું વેદના દિલમાં થાય છે તે તો એક તારો વૃંદાવનચંદ્ર જ જાણે છે મા!"

પછી બીજીજ ક્ષણે તે ત્યાંથી ઉન્મત્તની પેઠે દોડવા લાગ્યો. જાણે કોઈ ચોર સૌને ઉંઘતાં મેલી કોઈ ગૃહસ્થનું રત્ન ઉપાડીને ભાગી ન જતો હોય! વખતે ગૃહસ્થ જાગી ઉઠે અને મહામહેનતે ઉઠાવેલું રત્ન પાછું પડાવી લે એવી ભીતિ જાણે તેના મનમાં હતી.

સવાર થતાં પહેલાં તો હરદયાળ પોતાને ઘેર આવી પહોંચ્યો. દિવ્યસ્વપ્નની પેઠે આજનું પ્રભાત તેની આંખો આગળ નૂતન પ્રકાશ વેરવા લાગ્યું. એના દિલમાં આજે નવા આનંદનાં સ્પન્દનો ઉઠી રહ્યાં છે. એ સ્પન્દનોમાં જગત જાણે અમૃતમય બની ગયું છે. ઝાડ, પાન, પંખી, ફૂલ, આકાશ બધુંજ જાણે મધુપ્રવાહમાં તરબોળ બની મિષ્ટ બની ગયું છે.

ઘરના બારણામાં આવી ડોસાએ બારિકાઈથી જોયું તો કેવું અદ્ભૂત પરિવર્તન! એક રાતમાં ઘર આવા કચરાથી કોણે ભરી દીધું? ઘરની બંને બાજુએ વળી આ કાંટાનું જંગલ ક્યાંથી? આવા ઘરમાં રહેવામાં ને વનમાં શો ફરક હતો? કોણ જાણે ડોસાએ આટલાં વર્ષ આવા અવાવર ઘરમાં શી રીતે કાઢ્યાં?

તાળું ખોલી અંદર નજર કરતાં જણાયું કે બહારના કરતાં

અંદરનો ચોક વળી વધારે જંગલમય બનેલો હતો. અરે, આવા જંગલમાં પરાયા છોકરારૂપી ધનને લઈને દાખલ થવાય ? ડોસો આમ વિચારી બહાર આવ્યો ને કેટલાંક ઘર વટાવી આગળ ચાલ્યો.

તેણે એક ઘરના બારણા આગળ આવીને હાંક મારીઃ " પુંટી, એ પુંટી ! "

માથાનો છેડો સરખો કરતી એક વિધવા બાઈ ઘરમાંથી બહાર આવીને બોલીઃ " આવો બાબા ! શું કહો છો ? "

કેડમાંથી છોકરાને નીચે મૂકતાં હરદયાલે હસીને કહ્યુંઃ " થોડીવાર આને સંભાળજે મા. આ ઘર કેવું જંગલ જેવું થઈ પડયું છે ! જરા તપાસ કરું જડુ મળી આવે તો. "

વિધવાએ છોકરાને પોતાના ખોળામાં લઈ લીધો. વૃદ્ધ મનમાં બબડતો બબડતો ચાલ્યો ગયોઃ " તું તો ઘરનું માણસ કહેવાય હિમુની વહુ, એ મારો ફોઈના દીકરાનો દીકરો – એથી જ હું તારી પાસે આવ્યો. ઘર કેવું જંગલ જેવું થઈ પડયું છે. આને લઈને એવા જંગલમાં...પૂછયું બાપરે ! "

પુંટીની માએ ઉંઘતા છોકરા પર પ્યાર દર્શાવતાં પૂછયું : " આ કોણ છે બાબા ? "

ડોસો મૂઢની જેમ વિધવાને તાકી રહ્યો, શું જવાબ દેવો તેની તેને સૂઝ ન પડી. માણસને – ખાસ કરીને સ્ત્રી જાતિને, પારકી વાત જાણવાની આવી જીજ્ઞાસા શા માટે હોવી જોઈએ ? એ કેવું ખરાબ કહેવાય ?

ડોસાને મૂગો જોઈને વિધવાએ પોતાના પ્રશ્નનો જવાબ પોતેજ આપવા માંડયોઃ " દુર્ગાપરનાં ઉમિનો દીકરો છે ખરું ? રૂપાળો છે હો ? "

જવાબ દેવાની મૂંઝવણ દૂર થતાં ડોસો નિશ્ચિંત થયો. પણ એ જવાબ કાંઈ ખરો ન હતો. દુર્ગાપરવાળી ભાણેજ તો કયારનીયે

અનંતને માર્ગે વિદાય થઈ ગઈ હતી. તેનો પુત્ર—આવું અસત્ય બાળકને શિર આરોપતાં ડોસો અચકાવા લાગ્યો. થોડીવારે તેને વિચાર આવ્યો કે ભલે બાળકનો એ પરિચય ખોટો હોય, પણ લોકો તો એને એ રીતે એનું પોતાનું જ અંગ માનશેને ? આથી તેણે જવાબ આપ્યો : "હા, એમજ છે." પછી વધુ વાતચીત કરવાથી અસત્ય પકડાઈ જાય એ ભયથી ડોસો ત્યાંથી ઝટપટ ચાલ્યો ગયો.

થોડા વખત બાદ હરદયાળ ફરી ત્યાં આવ્યો અને તેણે કહ્યું : "વૃંદાવન, જરા આમ આવતો !"

બાળક પુંટી સાથે રમવામાં લાગી ગયો હતો. તે માથું ઉંચકી પૂછવા લાગ્યો : "કોને બોલાવો છો તમે ?"

ચારે બાજુ નજર કરી વૃદ્ધે પૂછ્યું : "એ ક્યાં છે ?"

બાળકે એક દિશામાં આંગળી ચીંધી કહ્યું : "ઘાટે ગયાં છે. હું બોલાવી લાવું ?"

"ના, જરૂર નથી. હં, તારી બુદ્ધિ કેવી છે વૃંદાવન ? કહે જો વારું, હું તારો દાદો નથી ?"

બાળકે વિસ્મયપૂર્વક હરદયાળ તરફ જોઈને કહ્યું : "કોણે કહ્યું ? હું ક્યારે એવું બોલ્યો હતો ?"

પુંટીએ પણ બાળકનો પક્ષ લઈને કહ્યું: "એ ક્યારે એવું બોલ્યો છે દાદા ? એ તો કંઈજ બોલ્યો નથી."

વૃદ્ધે નિઃસાસો નાખી કહ્યું : "તું નથી સમજતો, બાળક છે ને એટલે તને એમ પૂછું છું. હું જ તારો ખરો દાદો છું સમજ્યોને ?"

બાળકે માથું હલાવી સંમતિ દર્શાવી. હરદયાળે ફરી કહ્યું : "તારી મા વૃંદાવનચંદ્રનાં નામને બહુ ચાહતી હતી. તેથી હું તને હંમેશ વૃંદાવનચંદ્રના નામથી બોલાવીશ, સમજ્યો ને ?"

આઠ વર્ષનો બાળક અને પાંચ વર્ષની બાલિકા પાસે આ

વાત છેડીને પોતે કદાચ પકડાઈ જશે એ ભયથી ડોસો એકદમ ચાલ્યો ગયો. જદુ તે વખતે બહાર જતો હતો—હરદયાળને જોઈ નમસ્કાર કરીને તે બોલ્યો: "ક્યાં જાઓ છો પાલબાબુ?"

વૃદ્ધ ચંચળતાથી તેની તરફ જોયું અને પછી બોલ્યા: "હું તારીજ શોધમાં હતો. જાદવ, ઘર ખૂબ અવાવરું થઈ ગયું છે. જરા સાફ કરી આપીશ?"

જાદવ હસીને બોલ્યો: "કેમ નહિ વળી? મારો તો એ ધંધો જ છે? ઘર તો ક્યાં આજકાલથી અવાવરું..."

આવેગપૂર્વક હરદયાળ બોલ્યા: "આટલા દિવસ કોણ હતું જદુ, તે ઘર સાફ કરવું પડે?"

નિશ્વાસ નાંખી જાદવ બોલ્યો: "ખરી વાત છે. એકાદ બાળક હોત તો તેને સાચવીને પણ મનને પ્રસન્ન રાખી શકાત. આ તો કોઈ જ ન રહ્યું."

વચ્ચે જ હરદયાળ બોલી ઊઠ્યા: "આટલા દિવસ કોઈ ન હતું એટલે સુખી હતો. ગમે ત્યાં પડ્યો રહેતો. સાપ કરડે કે વાઘ ખાઈ જાય તેની મને કાંઈ જ ચિંતા ન હતી. પણ આજે એક પારકુ રતન હાથમાં આવ્યું છે તેને માટે મરી રહ્યો છું."

આમ કહીને વૃદ્ધ જાદવ સામે ગુન્હેગારની માફક જોઈ રહ્યો. જાદવે વિસ્મિત ભાવે કહ્યું: "જે આપના પોતાના હતા તે તો મિલકત ભોગવી ન શક્યા, હવે વળી કોને ઉપાડી લાવ્યા છો બાબુજી?"

મનમાં ક્ષુબ્ધ બનીને જરા વિરક્ત સ્વરે હરદયાળ બોલ્યા: "કોઈ સ્વજનને કદી છોડી શકે છે જદુ? વંશનો ટુકડો મળી જાય તો પણ માણસ એને હૈયા સરખો ચાંપી રાખે."

જાદવે પોતાનો અપરાધ સમજીને ભૂલ સુધારતાં કહ્યું: "દાદા,

પ્રથમથી જ આ વાત કહેવી હતીને ? સારું થયું. ભગવાનની કૃપા છે......"

એ શબ્દો પર ધ્યાન આપ્યા વગર હરદયાળે કહ્યું : "એ બધી વાત જવા દે. હવે તું મારી સાથે આવે છે કે નહિ એ કહે."

"શા માટે ન આવું દાદા ? પણ હમણાં એક ઠેકાણે કામ માટે જાઉં છું."

હરદયાળે રોષથી કહ્યું : "બેટમજી, છોજ એવા, સીધું કામ મળે એટલે કરવાના જ નહિ. મારી ભાંજગડ તો પેલા છોકરા માટે છે. નહિતર મારે પોતાને માટે તો ઘર અને જંગલ બધુંયે સરખું છે. ભલે જા, કાનો મળે તો એની તપાસ કરું છું.'

જરા નરમ પડી જાદવે કહ્યું : "ગુસ્સે ન થશો બાબુજી – ચાલો, હાલજ આવું છું. ત્યાં મોડેથી જઈશ, આપને કંઈ ના પાડી શકાય છે ?"

આંગણું, ફળિયું વગેરે સાફ કરીને જાદવ ચાલ્યો ગયો – વૃદ્ધ ઘડીવાર ગૂપચૂપ બેસી રહ્યા, પછી તે ઉઠયા ને ઘરનાં બારણાં ઉઘાડયાં. તે સાથે જ ભૂતકાળનાં સેંકડો સ્મરણો સજીવન થયાં અને વૃદ્ધને ઊંડી વેદના પેદા કરી રહ્યાં.

ઘડીવાર ઉભા રહીને વૃદ્ધે મૌન ભાષામાં યુદ્ધ કર્યું. પછી ઘરની અવ્યવસ્થા જોઈને હરદયાળે મર્મવિદારક નિશ્વાસ નાંખ્યો. ઘરને ખુલ્લું મૂકી તે દોડતા પુંટીને ઘેર આવ્યા ને બૂમ પાડી કહેવા લાગ્યા : "અરે પુંટી, તારી માને કહેને કે જરા એકવાર આવીને ઘર સાફ કરી જાય. હું બજારમાં જઈ આવું છું. અત્યારે તો રસોઈ નથી બની શકી પણ સાંજે ગમે તેમ કરીને કાંઈક બનાવીને ખાઈ લઈશ. પારકા છોકરાને કાંધે ઉપાડીને ફરવું કંઈ સહેલું છે. મેં પણ આપદા વહોરી લીધી છે ને ?"

પુંટીની મા બહાર આવીને બોલીઃ " દાદા, રસોઈ તો મેં કરી રાખી છે. જરા તેલ ચોળી ડુબકી ખાઈને આવી જાઓ. છોકરાને તો જમવા બેસાડી દીધો છે. "

ડોસો સ્તબ્ધ બની પળવાર ઉભો રહ્યો : પછી તે ધીમેથી બોલ્યો : " પોતાનું ગજુ વિચારીને કામ કરવું જોઈએ મા. તું બધાંને પૂરું ક્યાંથી પાડીશ ? "

પુંટીની માતા હસીને બોલી : " જેણે મોકલ્યાં છે, તેજ બધાંનુ પૂરું પાડે છે. મલ્લિક શેઠાણીએ આજે મને બોલાવીને સીધું આપ્યું છે."

વૃદ્ધ ચંચળ ભાવે બોલી ઉઠ્યો : " છેવટે ભીખ પણ માગી! શયતાન! શયતાન ! બહુ હાયવરાળ કરીશ નહિ. કોણ જાણે ક્યારે કેવી રીતે મરવું પડશે ? "

આમ કહી બાળકના મુખ તરફ જોઈને અસ્થિર ડગલે વૃદ્ધ ત્યાંથી ચાલ્યો ગયો. જતાં જતાં બબડતો હતો : " જોયું કેવી મોટી ભૂલ ! ઘર ઉઘાડું મૂકીને જ ચાલ્યો આવ્યો છું. આટલું પણ બળેલા મનને યાદ નથી રહેતું.



: ૩ :

લાંબો વિચાર કર્યા પછી હરદયાળ પાલે, વૃંદાવનની સાથે જ હવિષ્યાન્ન લેવાનો ઠરાવ કર્યો. હિંદુનું ઘર એટલે માતાના મરણનું સૂતક પાળ્યા વગર કાંઈ ચાલે ?

પણ છોકરો એકલો હવિષ્યાન્ન લે તો લોકોને સંદેહ થાય એવી બીતિ હતી. આથી સૌની આંખમાં ધૂળ નાંખવા હરદયાળે વિચાર કર્યો. પુંટીની મા થાકમણીએ, આ બાબતમાં મોટો વિરોધ ઊભો કર્યો. એને મ્હાત ન કરી શકવાથી ડોસો હસીને બોલ્યો: “ લોકો કહે છે કે આ પવિત્ર માસ છે. રોજ રોજ આવો પવિત્ર માસ નથી આવતો, તો પછી હાથ આવેલી તક શા માટે જવા દેવી ?”

થાકમણિએ ડોસાને ગણકાર્યા વગર કહ્યું: “ તમારે જે કરવું હોય તે કરો. પણ આવા દૂધિયા બાળકને શું કામ તમારી ભેગો ભેળવો છો ? એને તે રમવા ખેલવાનો વખત છે કે સુકવેલો ભાત ખાઈ પુણ્ય રળવાનો વખત છે? એને એવા પુણ્યની શી જરૂર છે !”

હસવાનો ડોળ કરી ડોસાએ કહ્યું: “પહેલાં દેવને ધરાવીને પછી એને આપીશ. દેવતાનો પ્રસાદ તો અમૃત ગણાય, એમાં તો તને હરકત નથીને ?”

છણકો કરીને થાકમણિ બોલી: “ તમારું અમૃત તમે એકલા જ

ખાજો બાબા! હું તો એને જે ભાવશે તે બધુંયે ખવડાવીશ. નાનું બાળક ભૂખે ન મરી જાય બિચારું ?"

ડોસો દાંત કચકચાવી બોલ્યો : "સમજ્યો ભાઈ સમજ્યો. માત્ર પોતાનું પેટ ભરવાની વાત છે. પણ એ નહિ ચાલે, હું કહું તેમજ કરવું પડશે."

આ શબ્દોથી દુઃખ પામી થાકમણિ ત્યાંથી જતી રહી. જતાં જતાં મન સાથે બબડતી હતી: "મારે તે આ શી પીડા? જેનું સગુ છે એ ઘણા સંભાળશે, મારે શા માટે એ પીડા માથે વહોરવી?"

પણ આખો દિવસ મથી તો પણ થાકમણિને એ 'શા માટે' નો કાંઈ યોગ્ય જવાબ ન મળવાથી તે બહાવરા જેવી બની ગઈ. સાંજે તે થોડું દૂધ લાવીને ખીર બનાવી વૃંદાવનને છૂપી રીતે ખવડાવવા લાગી. પણ વૃદ્ધની તીક્ષ્ણ નજરથી આ વાત છુપી ન રહી. પકડાઈ જવાની શરમને લીધે થાકમણિ ત્યાંથી ખસી જવાનું કરતી હતી, પણ તેજ વખતે ડોસાએ બૂમ મારી: "જરા મારી વાત સાંભળ..."

પ્રસ્વેદથી ભીંજેલા શરીરે પુંટીની મા ધીમે ડગલે આગળ આવી. કઠોર ન્યાયાધીશની આગળ અપરાધી ઉભો રહે તેમ તે ઉભી રહી, ડોસાએ કેડમાંથી ચાવીનો ઝૂમખો કાઢી ફેંક્યો ને કહ્યું: "પેલી નાની પેટીમાં ચાર રૂપિયા છે તે લેતી જા."

થાકમણિ હાલ્યાચાલ્યા વગર ઉભી જ રહી. રોષે ભરાઈને વૃદ્ધ બોલી ઉઠ્યો: "દૂધ તો લઈ આવી છે, પણ પૈસા વગર શું કરીશ? લોકોને કામ વખતે હરદયાળ સાંભરે છે ખરુંને?"

હોઠમાંથી તીવ્ર સ્વર નીકળવા મથી રહ્યો હતો. "આટલા દહાડાથી એ ગયા છે કયે દહાડે હું તમારે બારણે આવીને ઉભી હતી?" પણ તેણે દાંત પીસી શબ્દો દાબી દીધા. અને બેધ્યાનપણે પગના અંગૂઠા વડે ભોંય ખોતરવા લાગી. ડોસાની સામે એક જ્વલંત દૃષ્ટિ ફેંકી તે ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઈ.

ડોસો ગેરહાજર વૃંદાવનને કહેતો હોય તેવી રીતે બોલ્યો: "જોઈ બિન્દા, આ તારી માસીની કીર્તિ કેવી છે તે ? પૈસા લઈને પણ જરા સરખું દૂધ એનાથી નથી રખાતું. આ કેવું દુઃખ!"

તો પણ થાકમણી પાછી ન ફરી એ જોતાં ડોસો ઝડપથી દોડતો તેની પાસે ગયો ને તેના પગમાં માથું અફાળતાં બોલ્યો: "તને ઠાકોરજીના સોગન છે! બિન્દા ઉપર જરા દયા રાખ! તું શું તેની માતા નથી ? મા થઈને આવડા છોકરા પર શું સમજીને ગુસ્સો કરે છે વારૂ ? આટઆટલી દુઃખની આટલી બધી પછાડો પછી મારું મગજ તો ક્યાંથી ઠેકાણે હોય ?"

શ્રાવણની અખૂટ જળધારા બંનેના ગાલ ઉપર થઈને વહેવા લાગી. થાકમણિ હવે આગળ ડગ ન ભરી શકી. પાલવથી આંખો લૂછી તે ઘરમાંથી પેલી પેટી લઈ બહાર આવી અને તે ડોસાની સામે મૂકી.

મોં કટાણું કરી ડોસો બોલ્યો: "આટલું કર્યાથી બધું પતી ગયું ખરું ? હું ક્યાં આંખે દેખું છું ? ચાવી લઈને જરા ઉઘાડી તો દે !"

પેટી પોતાની પાસે ખેંચી લઈને હવે પુંટીની માએ ચાવી વડે તે ઉઘાડી અને ચાર રૂપિયા બહાર કાઢી ધબાક કરતી પેટી બંધ કરી દીધી. ડોસો મોટેથી હસી પડ્યો ને બોલ્યો: "રોષમાં ને રોષમાં તારા પાલવનો છેડો પેટીમાં બંધ થઈ ગયો છે તેનુંયે ભાન નથી ?"

ત્રાંસી નજરે થાકમણિએ જોયું–ખરેખર, તેના પાલવનો છેડો પેટી બંધ કરતાં અંદર દબાઈ ગયો હતો. ઝટપટ તે ખેંચી કાઢીને પેટી ઘરમાં જ્યાં હતી ત્યાં મૂકી આવી તે તુરત બહાર ચાલી ગઈ. ડોસાનો ચાવીનો ઝૂમખો ભૂલથી પોતાની પાસે રહી ગયો હતો તે પણ એને યાદ આવ્યું નહિ. ડોસાએ પણ તે વાત તેને યાદ ન કરાવી, માત્ર તે મનમાં જરા હસ્યો.

એક દિવસ સાંજના વખતે મોટા પુકુરની પાળેથી ઘર તરફ

આવતાં ડોસાએ જોયું કે, વૃંદાવન એકાગ્ર ચિત્તે માછલાં પકડી રહ્યો હતો. પાળ ઉપર બેસીને મોં વકાસીને પુંટી તેની તરફ જોઈ રહી હતી. ડોસાને એ વખતે યાદ આવ્યું કે, વૃંદાવન ઘણા દિવસથી છોકરાં ભેગાં કરી ધૂમાધૂમ કરતો હતો. વળી એક દિવસ તે હઠ કરીને ડોસા પાસેથી થોડા પૈસા લઈ ગયો હતો તે વડે તેણે દોરીને માછલાં પકડવાની લાકડી ખરીદ કરી હશે એમ ડોસાએ અનુમાન કર્યું.

જોતજોતામાં વૃંદાવને માછલી પકડી. ડોસો એની પાસે જઈ બોલ્યો: "આ શું કરે છે? છોડી દે."

વૃંદાવન જીદપૂર્વક બોલ્યો: "નહિ વળી, મેં તે કેટલી મહેનતે પકડી છે?"

ડોસો હસીને બોલ્યો: "ભલે, છોડી ન દેવી હોય તો તારી વહુને આપ."

છોકરો માથુ ધુણાવી બોલ્યો: "આપું જ તો! ખાવા વખતે તો સૌ વહુ થવા આવે છે, પણ મારે વર નથી થવું. આ માછલી તો હું જ ખાવાનો."

ડોસાએ ઠપકો આપતાં કહ્યું: "છટ્, આ મહિનામાં આવું ખવાય?

"તો માત્ર દાળનું પાણી અને ભાતજ ખાવાનાં?" છોકરો મોં બગાડી બોલ્યો.

વૃદ્ધે નિશ્વાસ નાંખીને મનમાં જ કહ્યું: "ભલે!" પણ પ્રગટ—રીતે તે એ શબ્દ ન ઉચ્ચારી શક્યો, હિન્દુ ધર્મની નિષ્ઠુરતા ડોસાને એ વખતે સાલવા લાગી. તે નિઃસાસો નાંખી બોલ્યો: "બિન્દા હું તને રબડી લાવીને ખવડાવીશ, એ છોડી દે."

બાળકે માથુ હલાવી કહ્યું: "ના."

ડોસાના મનમાં એકવાર થયું કે, 'જવા દે નાનું બાળક છે. ત્યાગ ને સંયમમાં એ શું સમજે? પણ બીજીજ ક્ષણે વિરૂદ્ધમત ખડો થઈ ગયો. 'એમ કરવાથી તો વૃંદાવનના નિરંકુશ જીવનને શાસ્ત્ર

વિરૂદ્ધ ઉત્તેજન આપવા જેવું થાય.' આ બંને વિચારોના દ્વન્દ્વમાં તેને ઉકેલ ન જડ્યો. એટલે તે બોલ્યો : "પણ તું એ શી રીતે ખાઈશ ? મારી તપેલીમાં એ નાંખવા નહિ દઉં ?"

ત્રાંસી નજરે ડોસા તરફ જોઈ બાળક બોલ્યો: "હું શેકીને ખાઈ લઈશ."

કાંઈ ઉપાય ન જડવાથી છેવટે ડોસો બોલ્યો : "હું નહિ ખાઉં છતાં તું એકલો ખાઈશ બેટા ?"

બાળક માછલી તરફ તાકીને બોલ્યો : "તમે ન ખાઓ તેમાં હું શું કરૂં દાદા ? ખાવી હોય તો ખાજો."

ડોસો હસીને બોલ્યો : "પણ એક માછલીમાં બેનું પેટ શી રીતે ભરાય ? એને ફેંકી દે. દશેક દહાડા પછી હું તને નવી લાકડી તથા દોરી લાવી આપીશ. પછી તું મોટાં મોટાં માછલાં પકડીને મને ખવડાવજે."

"ખરેખર, લાવી આપશો ?" બાળક ખૂશ થઈ ગયો.

ડોસો જરા વ્યગ્ર બની બોલ્યો: "જરૂર, પણ તારે એટલા દહાડા માછલાં નહિ પકડવાનાં."

માછલી પાણીમાં ફેંકી દઈને છોકરો બોલ્યો : "જા માછલી આજ તને જવા દઉં છું પણ તું મોટી થઈને મારી જાળમાં આવજે. તે વખતે હું, દાદા ને પુંટી બધાં તને ખાઈશું."

પણ હવે ડોસાને એક બાબતની મોટી ચિંતા થવા લાગી. હવે છોકરાના નખ ને વાળ સૂતક કાઢવા માટે ઉતરાવવા જોઈએ તેને માટે શું બહાનું કાઢવું તે તેને સૂજતું ન હતું. આગલે દહાડે રાતે તેને ઉંઘ ન આવી.

મળસ્કે વૃંદાવને જાગીને જોયું તો ડોસો હજીયે દીવો સળગતો રાખી જાગતો બેઠો હતો. પથારીમાં બેઠો થઈ બે હાથે આંખો ચોળતો વૃંદાવન પૂછવા લાગ્યો : "કેમ દાદા, આખી રાત જાગતાજ બેસી રહ્યા છો ?"

ડોસો ખીજાઈને બોલ્યો : " શી રીતે ઉંઘુ, તારી લાહ્યવરાળમાં મને ક્યાં ઉંઘવા વખત જ મળે છે ?"

છોકરો નવાઈથી ડોસા સામે જોઈ રહ્યો. પછી બોલ્યો : " મેં એવું શું કર્યું છે દાદા ? હું તો છાનોમાનો સૂઈ ગયો હતો...આ જુઓ મારું ઓશિકું પણ જ્યાં ને ત્યાં જ પડેલું છે."

ડોસો જરા હસીને બોલ્યો : " તારા માથામાં બહુ જૂઓ પડી છે બિન્દા, કાલે માથુ ચોળીને તારા વાળ કપાવી નાંખીએ નહિ તો પછી બચવાનો માર્ગ નહિ રહે."

દૃઢ વિશ્વાસથી ડોસા તરફ જોઈ વૃંદાવન બોલ્યો : " એવું છે ? તો મને એની ખબર કેમ નથી પડતી દાદા ?"

આ સરળ શબ્દનો જવાબ દેવામાં ડોસાને પળવાર માથુ ખંજવાળવું પડ્યું, થોડીવાર વિચાર કરીને હરદયાળ બોલ્યા : " પોતાના માથાની તે કાંઈ ખબર પડે ?"

બાળકે મૂઢની જેમ માથુ હલાવી કહ્યું : " હા, તેથી જુઓ નહિ કરડતી હોય ખરું ? તો તો પછી તમારે પણ વાળ કઢાવવા જોઈશે દાદા ! નહિ તો તમારી પાછી મારા માથામાં આવી પેસી જશે."

ડોસાએ આ સાંભળી નિરાંત અનુભવી. પછી તે બોલ્યો : " તારી વાત સાચી છે, બિંદા, આપણે બંને જણા સાથે જ વાળ કઢાવી નાંખીશું. પછી થોડા ઘણા મંતર બોલી બ્રાહ્મણને દક્ષિણા આપીશું એટલે ફરી એ થશે જ નહિ."

બાળક સરલ ભાવે બોલ્યો : " મંતર તમારે બોલવાના દાદા, મને એ નહિ આવડે."

" હા, હા એમજ કરીશું ભાઈ ડોસો બોલ્યો. તેણે મનમાં વિચાર કર્યો કે પ્રતિનિધિદ્વારા જ જો કામ પતી જતું હોય તો ત્રાહિત લોકોને જણાવવાની શી જરૂર છે ?"

આ રીતે વાત મનથી બરાબર પાકી કરીને નિરાંતવા જીવે વૃદ્ધે પથારીનો ત્યાગ કર્યો.

: ૪ :

**મા**એ દીકરીને બોલાવી પૂછ્યું : "ખીરનું શું થયું પુંટી?" છોકરીએ જવાબ આપ્યો : "હું ખાઈ ગઈ છું બા."

નવાઈથી મૂઢની જેમ દીકરીને તાકીને માએ કહ્યું : "શું કહે છે તું! ક્યારે ખાધી?"

સરળ બાળાએ સરળ ભાવે ઉત્તર આપ્યો : "તું જે વખતે લૂગડાં......"

સામે પડેલું વેલણ ઉપાડીને માએ રોષથી છોકરીની પીઠ પર લગાવી દીધું. પછી એની ગરદન ઢંઢોળતાં બોલી : "અભાગણી બળ્યા મોંની, આવ તારી જીભે ડામ દઉ...હા! તું સમૂળી ભૂખે મરી જાય છે ખરું ને?"

અણધાર્યા ઉપાલંભ અને સજાથી છોકરીને રડવાનો વખત પણ ન મળ્યો. તે આંખો ચોળતાં ચોળતાં બોલી: "પણ મને આપી પછી–"

એક ઠુંસો વધુ મારીને માએ પૂછ્યું : "બોલ, બોલ કોણે આપી હતી તને?"

તેજ વખતે વૃંદાવન ત્યાં દોડી આવ્યો અને વચ્ચે પડીને બોલ્યો : "એને ન મારશો. એ તો ના પાડતી હતી, પણ એને મેં ખવડાવી હતી."

થાકમણિ હજી પણ માર મારવા આતુર હતી. તે ધમક દઈને બોલી: "હાં, ખવડાવી હતી? એની તો હું જીભ જ ખેંચી લઈશ ત્યારે મને નિરાંત વળશે."

વૃંદાવનની પાછળ છૂપાવા વ્યર્થ પ્રયાસ કરતી બાળા બોલી: "બા, મેં ખાધી નથી પણ મને ખવડાવી છે."

બાળિકાની આગળ ફરી વળી વૃન્દાવન સ્થિર ઉભો રહીને બોલ્યો: "હું સાચું કહું છું. મેંજ એને આપી હતી, એણે જાતે તો નથી જ ખાધી."

બાળકના બચાવથી હારી ગયેલી થાકમણિએ પૂછ્યું: "તેં શા માટે આપી?"

બાળકે માસી સામે નયનો ચમકાવતાં કહ્યું: "વાહ, કેમ ન આપું? એ તો મારી વહુ છે. હસો છો શાનાં? એને પૂછો એ હા કહે છે કે નહિ વારું?"

મૃદુ હાસ્ય કરી મા ઘર કામ માટે ચાલી ગઈ. જતાં પહેલાં કહેતી ગઈ: "જો આજે આપી તે તો ઠીક, પણ હવેથી ન આપતો."

છોકરો આગ્રહપૂર્વક બોલ્યો: "પુંટી ચાલ, આપણે માછલાં પકડવા જઈએ."

પોતાનો વાંસો પંપાળતી પુંટી બોલી: "ના, જા વળી, તું તો સારો નથી."

વૃંદાવન તેનો હાથ પકડી આશ્વાસન આપવા લાગ્યો: "મને શી ખબર કે તને માર પડશે. જાણતો હોત તો પહેલેથી ના આપત? વળી બહુ તો નથી વાગ્યું વળી આ તો માએજ..."

હં બહુ નહિ વાગ્યું હોય ખરુંને! વાંસામાં જરા જો તો ખરો."

છોકરો જોઈને ધ્રૂજી ઊઠયો. પછી સામે પડેલું વેલણ ઉપાડીને બોલ્યો: "લે તું મને એનાથી માર એટલે સારું વળી જશે."

છોકરીએ વેલણ ખૂંચવી લઈ ફેંકી દીધું અને મોં ચઢાવી ઉભી રહી. આ જોઈ ગળગળો થઈ છોકરો બોલ્યોઃ " તો હું શું કરૂં પુંટી ? ચાલ તને તેલ ચોળી દઉ. "

બાલિકા ખીજથી બોલીઃ " જા મારે કોઈની સેવા નથી જોઈતી."

પાસે પડેલા બાજઠ પર વૃંદાવને ધડાધડ માથું પછાડયું ને બોલ્યો : " તો આ લે, લે, આમ કરીને જ હું મારું માથું ફોડી નાંખીશ. હું કોણ છું તે મારી વાત જો તું સાંભળે અને મારી સેવા લે......"

બાલિકાએ વૃંદાવનને પકડી લેતાં કહ્યું : " છટ્, આવું શું કરતો હોઈશ ? મને કાંઈ બહુ નથી વાગ્યું હું તો મજાક કરતી હતી. "

બાલક વ્યથાપૂર્વક બોલ્યો : " ના નથી વાગ્યું ! તો વાંસો શેનો સૂઝી ગયો છે વારું ?"

બાલિકાએ તેને મૃદુ ટાપલીઓ મારતાં કહ્યું : " ખરેખર, મને એટલું બધું નથી વાગ્યું. એ તો મારું શરીર એવું છે કે સોળ ઝટ ઉઠે છે. પણ, તું શું તેલ લગાવવાનું કહેતો હતો ? ભલે લગાવી દે......"

ભીંતમાં એક ગોખલો હતો. તેમાં પડેલી તેલની શીશીમાંથી તેલ લઈ વૃંદાવન પુંટીના વાંસામાં ચોળવા લાગ્યો. થોડીવાર સ્થિર રહ્યા પછી બાલિકા એકાએક ઉભી થઈને બોલી : " બસ હવે, પણ તું કયાં જવાનું કહેતો હતો ચાલ ?"

વિષાદભર્યાં બાળકના મુખ ઉપર હાસ્યની વીજ ચમકી ઉઠી. ઉત્સાહપૂર્વક તે બોલી ઉઠયો : " માછલી પકડવા માટે – પણ જવા દે એ વાત કારણ તને વાગ્યું છે. "

" એ તો હવે મટી ગયું–ચાલ, પણ દાદાજી વઢશે તો નહિને ?" બાલિકાએ કહ્યું.

"જા, જા, હવે વઢે શાના વળી? એમણે પોતે થઈને જ મને ફાંસલો લાવી આપ્યો છે ને!"

તળાવમાં ફાંસલો નાંખીને પુંટી સામે જોઈ વૃંદાવન પૂછવા લાગ્યો: "પુંટી, પહેલી માછલી હાથ આવે તે કોણ ખાશે?"

પુંટી હસીને બોલી: "તું!"

બાળકે આગ્રહપૂર્વક કહ્યું: "એમ તે થાય? તું કેમ ન ખાય? તું તો મારી વહુ લાડી છે ને!"

શરમથી એના મોં સામે જોઈ પુંટી બોલી: "હં, એમ તે મારાથી ખવાય? વરને પહેલાં ખવડાવીને પછી વહુને તો ખાવાનું હોય."

હરદયાળ બરાબર એજ વખતે બહારગામથી પાછો આવતો હતો તે ત્યાં થઈને નીકળ્યો. છોકરા છોકરીને તળાવની પાળ પર બેઠેલાં જોઈને તે હસીને પૂછવા લાગ્યો: "કેમરે, વર વહુ, શી વાતો ચાલી રહી છે."

છોકરો ગંભીર સ્વરે બોલ્યો: "દાદા, હું એને વહુ નહિ કરું."

"હં, ન તે કેમ કરે? તારે વાસ્તે તો મેં માર ખાધો છે." પુંટી બોલી. ડોસો હસતાં હસતાં બોલ્યો: "શાનો ઝઘડો છે વારું?"

છોકરો આંખમાં પાણી લાવી બોલ્યો: "એ પહેલી માછલી ખાવાની ના શા માટે પાડે છે?"

છોકરી કોઈ ઠરેલ ગૃહિણીની પેઠે લહેકો કરતી બોલી: "દાદા, એમ કંઈ ખવાય? તમેય વળી બોલતા કેમ નથી? વર પહેલો હોય કે વહુ?"

"જા, તો હું માછલી પકડવાનો જ નથી." છોકરો ક્રોધથી લાકડી પછાડતાં બોલ્યો.

ડોસો એકાએક બોલી ઉઠ્યો: "એમ ક્રોધ શા માટે કરે છે બિન્દા,

હું માછલીના બે ટુકડા કરી આપીશ. તમે બેઉ જણુ ખાજો. પણુ પહેલાં માછલી પકડ તો ખરો."

છોકરો ઉત્સાહથી તરાપ મારી બોલ્યો : "શું હું માછલી નહિ પકડી શકું એમ તમે માનો છો ? અચ્છા, દેખો દેખો દાદા, જુઓ દોરી કેવી સડસડાટ કરતી ખેંચાય છે ? બહુ મોટી માછલી છે. તમારે પણુ એમાંથી ભાગ લેવો પડશે."

ઉત્સાહભર્યા અવાજે હરદયાળ બોલ્યા : "ઢીલ મૂક બિન્દા, હજી દોરીની ઢીલ મૂક. બસ, હવે ખેંચી લે ! ઓહો, બહુ મોટી માછલી પકડાઈ છે ને કંઈ ?"

"જવાબ તો આપતા નથી." બાળક ખભા ચઢાવી બોલ્યો : "તો જાઓ, હું માછલી નથી પકડતો. પાણીની માછલી ભલે પાણીમાં રહી હું તો આ ચાલ્યો !"

ડોસો ખડખડાટ હસીને પાસે આવ્યો અને બોલ્યો : "કેવો છોકરવાદ કરે છે તું ! હમણાં તો માછલું છટકી જવાની અણી પર હતું."

છોકરો ગુમાનથી પૂછવા લાગ્યો : "બોલો, તમે ખાશો ને ?"

ડોસે બોલ્યો : "શું તારી ખાતર આ ઉંમરે હું ધર્મકર્મ બધું યે ખોઈ બેસું એમ ? ઓહો, કેવડી મોટી માછલી છે ! વરવહુ બંને ખાશો તો પણુ પૂરી નહિ થાય."

છોકરો આંખમાં આવેલાં આંસુ લૂછતાં બોલ્યો : "તો પછી એ કોણુ ખાશે ? અમે પણુ શા માટે ધર્મકર્મ ડુબાડીએ ?"

ડોસો ગાલમાં હસતાં બોલ્યો : "તારી ઉંમર પણુ કાંઈ ઓછી નથી જ બિન્દા, આજે તું ધર્મકર્મ ન કરે તો પછી ક્યારે કરે ?"

છોકરીનો હાથ પકડી ખેંચીને ચાલ્યો જતાં વૃંદાવન બોલ્યો : "જાઓ મારે તમારું કામ નથી. તમારી માછલી હું નથી ખાવાનો,

તમારે ઘેર પણ નથી આવવાનો અને તમારી સાથે વાત પણ નથી કરવાનો."

થોડીવાર હતબુદ્ધિની પેઠે ઊભો રહીને ડોસો છેવટે બોલી ઊઠ્યો: "બિન્દા, પાછો આવ. લે, આ તારી માસીને આપજે એ તને રાંધી આપશે."

છોકરો ગંભીર ચહેરે ઊભો રહીને બોલ્યો: "તમે ખાશોને? હું એ નથી લેવાનો, કોઈ પણ રીતે નથી જ લેવાનો."

"હા, ખાઇશ." ડોસો છેવટે નિસાસો નાંખી બોલ્યો.

માછલી જોઈને આનંદ પામી પુંટીની મા બોલી: "ખૂબ સરસ માછલી છે! પણ એ ખાવાનું છે કોણ? એકલી આ છોકરી ખાય એમ છે. તે કરતાં જા મહેલ્લામાં વહેંચી આવ એ માણસનું પેટ ભરાશે તો તારી મહેનત ફળીભૂત થશે."

છોકરો ઉત્સાહથી બોલી ઊઠ્યો: "દાદાએ ખાવાની હા પાડી છે. માટે સરસ રાંધજો માસી. ખરાબ ન થઈ જાય તે જોજો. રહો, હું મસાલો લઈ આવું."

મસાલો લેવા જતા છોકરાને રોકીને થાકમણી બોલી: "મસાલાની શી ખોટ છે ભલા આદમી? ઘરમાં ક્યાં નથી વારુ! પણ દાદા ખાવાના છે કે પછી ખાલી મશ્કરી કરતા હતા?"

તેજ વખતે હરદયાળ ડોસા હસતા હસતા ત્યાં આવ્યા અને બોલી ઊઠ્યા: "મશ્કરી નથી પણ ખરી વાત છે મા. મારાં લીધેલાં બધાં નીમ તોડાવવાનો આ છોકરાએ નિર્ણય કર્યો છે. બિન્દા, જા હવે આખા મહેલ્લામાં જઈને દાંડી પીટ...ચાલ, હું જાઉં છું મા, પણ બરોબર રાંધજો. અરેરે ઘણાં વર્ષો થયાં હું એને અડચો પણ નથી. એનો હવે તો અણુભાવ થઈ ગયો છે. આજે તારા હાથનું ખાઈ જોઉં કદાચ એ અણુભાવ મટી જાય છે વારુ?"

: ૫ :

**તે પછી** આઠ વસંત વીતી ગઈ. સૂકી ધરતીમાં અમૃતજળનો છંટકાવ થતાં, નવાં અંકુરોવાળા ફૂલોએ પણ આડ આઠ આહ્વાન, અને વિસર્જનનું ગીત ગાઈ લીધું છે, અને પુનઃ નૂતન સ્વભાવ ધરવા માંડ્યો છે. આ દરમિયાન જગતમાં કેટલું અનિવાર્ય પરિવર્તન થઈ ગયું છે એનો ખ્યાલ કોણ કાઢી શકે તેમ છે.

કથાનાયક વૃંદાવન અત્યારે કલકત્તામાં છે. ગામની નિશાળમાં કેટલાંક વર્ષ પસાર કરી, સ્મરણશકિતના બળ વડે છાત્રવૃત્તિનું જયપત્ર સંપાદન કરીને ભણવાના ઘેનમાં ગાંડો બની ડોસાનો અતિ આગ્રહ પાછો ઠેલીને તે શહેરમાં ચાલ્યો આવ્યો હતો. માસ્તરોનાં ટોળાંએ મહત્તાનો પહાડ ઊભો કરીને વૃંદાવનના ઉચ્ચ પ્રગતિના માર્ગમાં વિઘ્ન નાખવા માટે હરદયાળને કંઈ કંઈ સંભળાવી, હેરાનપરેશાન કરી નાંખ્યો હતો. એટલે બહુ વિચાર કર્યા પછી છેવટે હરદયાળને તેમની સાથે મળતા થવાની ફરજ પડી હતી.

વરસમાં રજાઓના અંગે વાર તહેવારના દિવસે તેના આવવાની રાહ જોતાં કેટલા કેટલા જીવ આતુર થઈને દિવસો ગણે છે તેની વૃંદાવનને ખબર હતી! અને ખબર હતી તેથી જ, રજાના દિવસો શહેરમાં કાઢવાનું એને અકારું લાગતું. આને લીધે નવી થયેલી

રેલગાડીનો લાભ ઉઠાવી, સરળ સ્નેહભર્યાં માણસોની પાસે દોડી જઈ એ સંતોષ અને આનંદનો દમ ખેંચતો, એનો સ્નેહ જોઈ સૌને એમ લાગતું કે વૃંદાવન હવે તો કલકત્તા પાછો નહિ જાય. પરંતુ રજાના દિવસો પૂરા થતાંની સાથે જ એ વિચિત્ર છોકરો નિર્વિકારચિત્તે જ્યારે બીસ્તરા બાંધવા મંડી પડતો, ત્યારે પોતાનો ભ્રમ દૂર થઈ જતાં, આંખો લૂછતાં લૂછતાં સૌ કોઈ કાતરકંઠે પૂછતાં: 'તું તે કેવો છે બિન્દા, અમને આમ છોડીને જતાં તને જરાયે દુ:ખ નથી થતું!' ઉપહાસમાં વૃંદાવન જવાબ દેતો: 'એથી કંઈ કુવાનો દેડકો થઈ બેસી રહેવું મને નહિ પાલવે, ભાઈ! વળી હરવખત આમ આવું છું એજ શું ઓછું છે!'

મીઠા સ્વભાવને લીધે, કલકત્તામાં તેનું મિત્રમંડળ વધી ગયું હતું. પણ એકાંતપ્રિયતા અને સોબત પ્રત્યેની નિસ્પૃહતાના દોષને લીધે તેનું એકાકી જીવન વધુ એકાકી બની ગયું હતું.

ઘણુાય પ્રયાસો પછી પણ તેની સાથે હળીમળી ન શકવાથી મિત્રો કહેતા: 'તમને અમે ઓળખી નથી શક્યા, વૃંદાવનબાબુ લોકોનાં દુ:ખ સંકટમાં એકના દશ થઈને તમે દોડો છો, પણ બીજે વખતે તો જાણે ઝેરી દાંત બહાર કાઢી ડંખવા ધસો છો. આટલા દિવસ થયા તો પણ અમે તમને બરાબર ઓળખી ન શક્યા, તમે તે કેવા છો, ખૂબ સરળ કે પછી ખૂબ વક્ર?'

નીરવ હાસ્યથી જ વૃંદાવન એનો જવાબ આપતો.

માનસાથે વિશ્વવિદ્યાલયની પરીક્ષામાં પસાર થઈને વૃંદાવન જ્યારે સરકારી છાત્રાવૃત્તિને લીધે પ્રેસિડેન્સી કોલેજનો વિદ્યાર્થી બન્યો હતો, ત્યારનો એક દિવસનો બનાવ આ પ્રકરણનો વિષય છે. એ દિવસ ન આવ્યો હોત તો એનો જીવનપ્રવાહ અથડાઈ અથડાઈને બીજે માર્ગે વહેવાનો સુયોગ આવત કે નહિ તે શંકા છે. અને એ પણ ખરું કે મારી લેખનને પણ ખોરાક મળત નહિ.

કૉલેજથી આગળ હેરિસનરોડના ચોક પાસે એકાએક ભયની બૂમ સાંભળી ચમકીને વૃંદાવને પાછળ જોયું તો ચાલતી ટ્રામની સાથે એક મોટર અથડાઈ પડવાની તૈયારીમાં હતી. તેની અંદર બેઠેલી તેર વર્ષની બાળાના ભયભીત કંઠની સાથે દૂર દૂરના ગામડામાંના એકાદ કોમળ મોઢાના શબ્દો જાણે ફિલ્મની પેઠે એના માનસમાં રમી રહ્યા. તેજ પળે ઉન્મત્તની પેઠે એણે આફતના કાળમુખા મોંમાં ઝંપલાવ્યું,

પહેલા ધક્કાની ચોટથી બાળા જમીન પર ઉછળી ગબડી પડી. ડ્રાઈવર વગરની મોટર, ધક્કો લાગવાથી થોડીક પાછળ પડી પુન: પૂર્ણ ઝડપથી આગળ વધી. દૂરથી કેટલાક અંગ્રેજ અને દેશી પોલિસો આ તરફ વેગથી આવતા હતા, પરંતુ એ લોકો હજી ઘણાં દૂર હતા. એક માણસ પાગલની પેઠે દોડતો સામે ધસી રહ્યો હતો. ટોળે વળેલા લોકોએ તેને જેમ તેમ કરી આઘો ધકેલી દીધો, કાતર કંઠે તે માણસ બૂમ પાડી બોલી ઊઠ્યો : ‘ બચાવો, બચાવો, હું એક હજાર રૂપિયા આપીશ. ’

આંખ સમક્ષ બની રહેલો ભયંકર બનાવ ન જોઈ શકવાથી સૌએ ભયથી આંખો મીંચી દીધી. પરંતુ થોડી જ પળે જયજય કારનો ઘોષ થઈ રહ્યો. સૌએ જોયું તો પોતાના હાથમાંની ચોપડીઓ આઘી ફેંકી દઈ વૃંદાવન પેલી છોકરીનું બેભાન શરીર ઉપાડીને એક પલકમાં ફલાંગ મારી નિર્ભય સ્થાને પહોંચી ગયો હતો. આનંદિત બનેલા ટોળામાંના લોકો આ વીરને અભિનંદન આપવા દોડ્યા. પોલીસ બંદોબસ્ત વાળાઓએ વખતસર મદદ ન કરી હોત તો આનંદના ઉત્સાહમાં ધમાધમ કરી એ લોકોએ એના હાથ પગ ખેંચીને જુદા કરી નાખ્યા હોત.

તે ગૃહસ્થ ‘ મારી આભા ક્યાં ? મારી આભા ! હં એ જીવતી છે ને ! ’ એમ બૂમો પાડતો ત્યાં દોડી આવ્યો ને છોકરીને છાતીએ

લગાડી દીધી. થોડી જ ક્ષણ પોતાનો ઉદ્ધારક યાદ આવતાં ચંચળ આંખે તેણે ચોતરફ નજર ફેંકી જોયું તો નિશ્ચિંત ભાવે એ પોતાની અસ્ત-વ્યસ્ત ફેંકાઈ ગયેલી ચોપડીઓ ભેગી કરી રહેલો તેની નજરે પડ્યો.

દોડધામ કરતા લોકોની હડફેટમાં આવવાથી એકાદ ચોપડી રસ્તા વચ્ચે જઈ પડી હતી. એકાદ ચોપડી ગાડી નીચે આવી જવાથી ફાટી ગઈ હતી, અને એકાદ દોડતા ઘોડાના પગની અડફેટમાં આવવાથી છુંદાઈ ગઈ હતી. – જેથી તેનાં પાના છૂટા થઈ ગયાં હતાં.

એ ચૂરા થઈ ગએલી ચોપડી તરફ નિરાશ નયને જોઈને વૃંદાવન બોલ્યો 'ખલાસ !'

તે માણસ તેની પાસે આવ્યો અને પ્રેમ પૂર્વક વૃંદાવનના ખભે હાથ મૂકી બોલ્યો : 'ભાઈ, ફાટી ગઈ તો કંઈ હરકત નહિ. એની ચિંતા તું ન કરીશ. હું તને બીજી લાવી આપીશ.'

ભગ્નમોટરની ગતિ પોલીસના માણસોએ અટકાવી દીધી હતી. એ ભયંકર દૈત્ય હવે શાન્ત હતો. ઊંઘતા પુષ્પ જેવી છોકરીને તેનો બાપ ગાડીમાં સુવાડી વૃંદાવનની પાસે આવ્યો હતો.

તેનું બોલવું સાંભળી વૃંદાવન તેની સામે સખ્તાઈથી જોઈ બોલ્યો, 'હું ભિક્ષા માગતો નથી !'

આમ કહી તેણે ચાલવા માંડ્યું. એટલામાં એક પોલીસે આવી તેને રોકી ને કહ્યું : 'મારી સાથે ચાલો !'

તીક્ષ્ણ નજરે વૃંદાવન તેના મોં સામે જોઈ રહ્યો. અને હસીને બોલ્યો : મેં કોઈનું ખૂન કર્યું નથી, કે કોઈનું ખિસ્સું પણ કાતર્યું નથી, તમારી સાથે હું શા માટે આવું ?"

તુમાખીથી પોલીસ બોલ્યો : 'સાહેબ બોલાવે છે, માટે તમારે આવવું પડશે.'

ગંભીરતાથી વૃંદાવન બોલ્યો : 'જો મારી, એમને જરુર હોય તો એમને જ અહીં આવવાનું કહો.'

આ જવાબ પોલીસવાળાને અસહ્ય લાગ્યો. લાલચોળ આંખો ચમકાવતો એ બોલ્યો : ક્યાં ? તુમ મેરી સાથ નહિ ચલોંગે ?'

ટટાર થઈ છાતી ફુલાવી વૃંદાવને ઉત્તર આપ્યો : 'ના, નહિ.'

પોલીસ ડર બતાવતો બોલ્યો : 'અલબત, તુમકો આનાહી હોગા.'

પેલો ગૃહસ્થ હવે વચમાં પડી બોલ્યો : "એમને ન આવવું હોય તો જોર શું કરવા કરો છો, ચાલો હું તમારી સાથે આવું છું."

અસભ્ય ભાષામાં ગાળદઈ પોલીસવાળો બોલ્યો : 'તુમ બુઢ્ઢા, ચૂપ રહો.'

ગુસ્સાના આવેશમાં વૃંદાવન મુક્કી ઉગામી તેના તરફ ધસ્યો. પણ પેલા માણસે વચમાં પડી મીઠાશથી તેને શાન્ત પાડવા માંડ્યો. તે અરસામાં પોલીસોના ઉપરી અમલદાર ત્યાં આગળ આવી બોલ્યો: 'આ શું ધમાલ છે ? તમે અમારા પોલીસને મારવા જતા હતા ખરું ?

જરાય બિક રાખ્યા વગર યુવાને હિંમતથી જવાબ દિધો. 'પોલીસ પ્રજાની સેવક છે. જે સેવકને એ બાબત ખબર નથી, જે એ વાત સમજતો નથી, તેને આવી જ રીતે શીખવવાની જરુર હોય છે.'

આ યુવકનું સાહસિક કાર્ય જોઈ પોલીસ ઉપરી પહેલેથી જ પ્રસન્ન થઈ ગયા હતા. હવે તેના મુખમાંથી નિર્ભય ઉત્તર સાંભળી ઘણાજ ખુશ થઈ એ બોલ્યા : " પણ મેં તમને મારી પાસે બોલાવ્યા હતા, એ તમારે જાણવું જોઈતું નહોતું વારું ?"

વૃંદાવન બોલ્યો : " એનો જવાબ તો મેં પહેલાં જ આપી દીધો છે કે પ્રજાજનો તમારા નોકર નથી, તમે જ એમના નોકર છો. કંઈ કહેવાનું હોય તો તમારે જ આવવું જોઈએ."

આશ્ચર્યથી સાહેબ બોલ્યા : 'તમે ઘણા જ હિંમતવાન છો, બાબુ ! પોલીસનું પણ માનતા નથી.'

પૂર્વવત તેજ સાથે વૃંદાવન બોલ્યો. 'જેણે ગુન્હો કર્યો હોય તે બીએ મારે શું ?'

વધારે પ્રસન્ન થઈ સાહેબે પૂછયું તમારો પરિચય...'

વૃંદાવન વચ્ચે જ વ્યંગમાં બોલ્યો : 'સાહેબ એ જાણીને શું કરવું છે ! લાગ આવે તો એકાદ દાવ ખેલી લેવાની ઈચ્છા લાગે છે ?'

હસતા હસતા સાહેબ બોલ્યા : 'કંઈ નહિ તો સભ્યતાની ખાતર પણ...'

વૃંદાવન વક્ર ભ્રકુટી કરી બોલ્યો : 'જે પોતે સભ્યતા સમજતા નથી, તે પારકાની પાસેથી સભ્યતાની આશા રાખે, એ એમની મૂર્ખાઈ નથી ?'

આશ્ચર્યથી તેની સામે જોઈ સાહેબ બોલ્યા : 'હું અસભ્ય છું, એમ બાબુજી ?'

વૃંદાવન બોલ્યો : 'તો શું છે ! જો તમે સભ્ય હોત તો પેલા માણસે વગર વાંકે તમારા નોકરની બીભસ્ત ગાળ ખાધી એને શિક્ષા કર્યા વગર તમે રહેત કે ?'

"સાચી વાત તમને એમ કહેવાનો હક્ક છે. મહાશય આ અપરાધને માટે હું આપની માફી માગું છું. વેણીસિંહ ! પટો ઉતારી દો" સાહેબે છેવટનું વાકય પોલીસને સંબોધીને ઉચ્ચાર્યું. પેલો ગૃહસ્થ એકાએક બોલી ઊઠયો : "જાવા દો બિચારો ગરીબ માણસ છે."

વૃંદાવન ઉશ્કેરાટ ભર્યા અવાજે બોલ્યો : "એટલે શું ગુનેગારને છોડી દેવા ? આ તમે શું કહો છો મહાશય ?"

પેલો ગૃહસ્થ બેબાકળો બની થોડીકવાર પોલીસના મલીન મોં

સામે જોઈ રહ્યો. પછી બોલ્યો : "આ દોષ કંઈ એનો નથી, પણ એના ધંધાનો છે. વળી બિચારો મૂર્ખ છે, માણસોના માન અપમાનમાં એ તે શું સમજે? વળી આજે કોઈનું ખૂંચવી લેવાનો દિવસ નથી, આજે તો કોઈને કંઈક ઇનામ આપવાનો દિવસ છે. દયાળુ ઈશ્વરે તમારી મારફત આભાને પાછી આણી આપી આજે મારા પર જે દયા કરી છે, એનું આમ તરત અપમાન ન કરો, ભાઈ, જીવ જરા ઠેકાણે આણો અને નરમાશ રાખો."

નીરવપણે સ્થિર આંખે થોડીવાર એના મોં સામે જોઈને વૃંદાવન એકદમ ચંચળ બની ગયો. સાથે સાથે પોલીસના ગરીબડા મોં ઉપર નજર પડતાં જ આપો આપ એનું મસ્તક ઢળી પડયું.

ત્યારપછી થોડીકવાર સ્તબ્ધ ઊભો રહી એકાએક અશ્રુભરી આંખે સાહેબની સામે જોઈ એ બોલ્યો : 'એને છોડી દો.'

સાહેબ મૂંગા મૂંગા એના મનમાં ચાલતું આ યુદ્ધ નિરખી રહ્યા હતા. એ વિનતિ સાંભળી પોતાનું હસવું દાબી એ બોલ્યા : 'એટલે પછી મને અસભ્ય કહીને તમારે ગાળો દેવા થાય ખરું ને?'

સાહેબની તરફ એક બે ડગલાં આગળ વધીને વ્યાકુળતાથી વૃંદાવન બોલ્યો : " આજ પહેલાં મેં કોઈની યે આગળ મસ્તક નમાવ્યું નથી, સાહેબ, પરંતુ આજે આપે મારો એ ગર્વ ખંડીત કર્યો છે. ઈશ્વરના દયાદાનનું તરત જ હું આવી રીતે અપમાન કરી શકીશ નહિ. મારી આપને અરજ છે કે એને આપ માફી આપો."

હસીને સાહેબ બોલ્યા : 'ભલે, એમ કરું છું. પરંતુ સાચું કહું છું. બાબુ, તમારા જેવો અદ્‌ભુત છોકરો આ પહેલાં મેં કોઈ ઠેકાણે જોયો નથી. એટલે પરિચય...'

ધરતી પર પળવાર નજર ઢાળી રાખી પછી એકદમ મોં ઊંચું કરી વૃંદાવન બોલ્યો : 'હવે બહુ થયું. આપના હાથમાં પડી ઘણો

હલકો પડ્યો છું, હવે વધારે હલકો પાડશો નહિ. હું રજા લઉં છું.” પ્રેમથી તેનો એક હાથ પકડી લઈ ડોસો બોલ્યો : ‘ કંઈ નહિ તો છેવટ એની ખાતર —’

વિહ્વળ આંખે વૃંદાવને એકવાર, મોટરમાં સૂતેલી પેલી ચંદ્રના પ્રકાશ જેવી છોકરી તરફ જોયું. પછી ચપળતા પૂર્વક એ થોડાંક પગલાં આગળ વધ્યો, અને થોડી જ ક્ષણે, શી ખબર શું વિચાર આવવાથી એકદમ ચમકીને ઊભો રહ્યો, અને પછી અગાઉ કરતાંયે વધારે ઝડપી ગતિએ ત્યાંથી ભાગી નીકળ્યો.

પોતાની ચોપડીઓ રસ્તા વચ્ચે પડી રહી છે એનું તેને ભાન પણ રહ્યું નહિ.

: ૬ :

તે દિવસે રાતના આઠેક થતાં વૃંદાવન ઘેર આવ્યો. પોતાના ચંચળ મનને સ્થિર કરવામાં આટલો બધો વખત તેણે બહાર રખડવામાં કાઢ્યો હતો! ચોપડીઓની યાદ આવતાં બનાવવાળા સ્થળે પાછા જવાનું તેને વચ્ચે વચ્ચે મન થઈ ગયું હતું પણ સંયમની લગામ અને શાસનના કોયડાથી તેણે દુર્બળ મનને કબજે રાખ્યું હતું. ફરી તેણે તે રસ્તે પોતાના પગને જવા જ ન દીધા.

ફૂટપાથ પર રખડતા લોકોમાં મળી જઈને એ દિવસે એણે ફરી ફરી પોતે પોતાની જાતથી જ દૂર ભાગવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ તેમાં તે સફળ થયો નહિ. ભમતાં ભમતાં કોઈ છિદ્રમાંથી સાંજની એ સ્મૃતિ જ પ્રબળરૂપે જાગી ઊઠતી હતી. વળી ગામની વાત યાદ કરવાની કોશિશ કરતાં એક કુમળા મુખની સાથે બીજું એવું મુખ આવીને અનાયાસે ભળી જતું હતું.

ઘણો જ કંટાળી જવાથી છેવટે તે સિનેમામાં કોઈ નવી ફિલ્મમાં મન પલોટવા ગયો. પણ દૈવયોગે તે દિવસની ફિલ્મ પણ મોટરના અકસ્માતને લગતી હોવાથી તે બમણા કંટાળાથી ગાંડા જેવો બનીને સિનેમામાંથી પણ ભાગી નીકળ્યો.

છાત્રાલયમાં દાખલ થતાં જ તેના મિત્રો મોટેથી બૂમાબૂમ કરતા જણાયા તે ઉપરથી તે સમજ્યો કે વાની સાથે વાત અહીં

પણ ક્યારની યે આવી પહોંચી છે. કોઈ જોઈ ન જાય એ બીકથી તે ખુબ કાળજીપૂર્વક ઉપર ગયો. સીડીનાં થોડાંક પગથીયાં એ ચડ્યો ન ચડ્યો ત્યાં તો તેના કેટલાક મિત્રો દોડતા આવ્યા અને એની આ છૂપી પ્રવૃત્તિ તે લોકોએ પકડી પાડી.

હાસ્યની છોળો ઉડાડતો એક જણ બોલ્યોઃ 'અરે કોણ છે એ, વૃંદાવન કે? ઉભો રહે, ઉભો રહે, ચોરની પેઠે ભાગી ન જઈશ!'

વ્યાકુળ બનીને વૃંદાવન ઊભો રહ્યો. પછી બીજી દિશામાં મોં ફેરવી તે મંદ સ્વરે બોલ્યોઃ નની, મારી તબીયત સારી નથી, મારું માથું ઘણું જ દુઃખે છે. સુવાથી કંઈક આરામ થાય માટે આરામ લેવા જાઉં છું.

'આજની વાત સાંભળીને તો તારું માથું દુઃખતું મટી જશે. અહીંની વાત તું કંઈ જાણે છે?' નની, બોલ્યો.

સ્તબ્ધ બની પળવાર વૃંદાવને એની સામે જોઈ રહ્યા પછી મોં ફેરવી દીધું. પછી તે ચોખ્ખા અવાજે બોલ્યોઃ 'શેની વાત, હું તો કંઈ જાણતો નથી.'

'છાત્રાલયમાં રહે છેને આટલીયે ખબર નથી રાખતો! વાહ રે' નની તેનો હાથ પકડતાં બોલ્યો.

ખડખડાટ હસતા વૃંદાવન બોલ્યોઃ 'બધાએ બધી વાત જાણવી જોઈએ એવું કંઈ થોડું જ છે નની?'

અથાક મુસીબતે ઊભી કરેલી પોતાની આ ભૂમિકા બરબાદ જાય છે એ જોઈ નની બહાવરો બની ગયો, અને બોલ્યોઃ 'નથી, તોયે શું? આજે ચારસો પાંચસો અંગ્રેજોની નજર સમક્ષ અસીમે જે કાર્ય કર્યું છે, એથી તો તમામ બંગાળીઓનું મોં ઉજળું બન્યું છે.

પોતાને લગતી વાત ન હોવાથી વૃંદાવન નિરાંતનો દમ ખેંચી બોલ્યોઃ 'કેવી રીતે વારું?"

'એક બાજુ આવ ભાઈ, અસીમની બહાદુરીની વાત તારા સાંભળવામાં આવી ? ચાલતી મોટરની નીચેથી તેણે આજે જીવના જોખમે એક છોકરીનો જીવ બચાવ્યો છે.

એકી સાથે આજે ઘણી છોકરીઓ એવી રીતે મોટરનો ભોગ થઈ પડી હશે એમ માની વૃંદાવન બોલ્યો: 'કઈ જગાએ ?'

'હેરિસન રોડ ઉપર, ચોક આગળ !' નની તે શબ્દો ચીપી ચીપીને બોલતો હોય તેમ બોલ્યો.

સ્તબ્ધ બની વૃંદાવન ક્ષણભર તેના મોં સામે તાકી રહ્યો. પછી એકાએક ચંચળ બની તેણે પૂછ્યું: 'કેટલા વાગ્યાની વાત કરે છે તું ?'

'કેટલા વાગ્યાની વાત ? કોલેજ છૂટ્યા પછી તુરત સાડાચાર વાગ્યા હશે.' નની બોલ્યો:

એકાએક ઉશ્કેરાયેલા અવાજે વૃંદાવન બોલ્યો: 'ખોટી વાત !'

પળવારમાં કોણ જાણે કેમ તે ત્યાંથી જાણે દોડતો જતો રહ્યો. પોતાની ઓરડીમાં આવી ઘણા વિચાર કરવા છતાંયે તેને સમજ ન પડી કે જે કાર્ય છૂપું રાખવા પોતે આટલું મથી રહ્યો છે તે કાર્યનો યશ બીજાને નામે જતાં તેને આટલું દુઃખ શા માટે થાય છે ?'

થોડીવારે, કેટલાક મિત્રોનું ટોળું વળી વૃંદાવનની ઓરડીમાં આવ્યું. ઓશિકા નીચે મોં સંતાડી એ નિશ્ચલ અને બેભાન હાલતમાં પડેલો હતો.

તેમાંના એક જણે એને હલાવતાં હલાવતાં કહ્યું: 'ઉઠ, ઊંઘ્યે નહિ ચાલે ભાઈ!'

આશ્ચર્યથી માથું ઊંચું કરીને વૃંદાવને એના સામે જોયું. સાથેના બીજાં સાથીઓ પર નજર પડતાં એ ઊઠીને ઊભો થયો. ત્યાર પછી આંખો પર હાથ ફેરવતાં ફેરવતાં તે બોલ્યો: 'માંદાને આવી રીતે પજવવો એ સભ્યતા ગણાય નહિ, ગણેશ !'

ગુસ્સાથી ગણેશબાબુએ ઉત્તર આપ્યોઃ ‘ અને એક નિરપરાધી માણસનું અપમાન કરવામાં સભ્યતા હશે કેમ વારું ? ’

આ શબ્દોનો અર્થ વૃંદાવન કંઈ ન સમજી શક્યો. તે બોલ્યોઃ ‘ મેં કોનું અપમાન કર્યું છે ! ’

હસતો નની બોલ્યોઃ ‘ ખરી મેમરી ભાઈ! આ મેમરીથી જ ભાઈ, યુનિવર્સિટીમાં પહેલે નંબર આવ્યા હશે ? ’

ચીડાઈને વૃંદાવન કુદકો મારી ઊઠી ઊભો થયો. બીજી જ પળે ધીરે ધીરે બેસી પડીને મન કાબુમાં રાખી બોલ્યોઃ ‘ મારી ભૂલ થઈ ગઈ હોય તો ક્ષમા કરજો. ’

તત્ક્ષણ તેના કાનમાં ગૃહસ્થના પેલા શબ્દો સ્પષ્ટ રીતે ગુંજી રહ્યા, ‘ ભાઈ, આજે ઝુંટવી લેવાનો દિવસ નથી, આજે તો કંઈક આપવાનો દિવસ છે. ’

સહેજ ગંભીર સ્વરે ગણેશે કહ્યું, ‘ માત્ર મોઢે ક્ષમા માગવાથી કંઈ ન પતે. કંઈ ખવડાવવું પણ જોઈશે. ’

ઓશિકા નીચેથી પોતાનું પાકીટ કાઢી, વૃંદાવન બોલ્યો. ‘ અહોહો ! બસ ખાવાનું જ ને ! બોલો કેટલા પૈસા આપું ? ’

ગણેશે મોં મચકોડી બોલ્યો, ‘ જેવો અપરાધ તેવો દંડ પણ થવો જોઈએ, બે નોટો લાવ. ’

સહજ પણ આનાકાની સિવાય વૃંદાવને દશદશ રૂપીઆની બે નોટો પાકીટમાંથી બહાર કાઢી. નની હાથ લાંબો કરી બોલ્યો. “ સાથે સાથે તમારે અસીમ સમક્ષ માફી પણ માગવી જોઈશે. કેમ બરાબર છેને ? ’

‘ માફી ? લંબાવેલો હાથ પાછો ખેંચી લઈ વૃંદાવન સાશ્ચર્ય બોલ્યો. અસીમ સમક્ષ ? મેં તેનો કયો અપરાધ કર્યો છે વારું ? ’

ગણેશ કટાક્ષમય સ્વરે બોલ્યો, 'તો હમણાં કયા અપરાધ બદલ દંડ આપતો હતો ?'

વૃંદાવન મોટેથી બોલ્યો, 'હાથ જોડી ક્ષમા માગવા જેવું કોઈ કાર્ય મેં આજ સુધીની જીંદગીમાં કર્યું હોય એવું મને યાદ નથી.'

નની સસ્મિત બોલ્યો. 'તો રૂપીઆ શાના આપતો હતો ?'

વૃંદાવન કૈંક ઘૃણાસ્પદ સ્વરે બોલ્યો. 'તુચ્છ રૂપીઆના બદલામાં મિત્રોને મોજ મળે એમ સમજીને. રૂપીઆ, એતો હાથનો મેલ છે, પરંતુ આનંદ તો સ્વર્ગની સંપત્તિ છે.'

નની ખીજાઈને બોલ્યો: 'એની મતલબ એ કે તેના અપમાનનો પ્રતિકાર તમારે કરવો નથી, ખરુંને !'

મંદ મંદ હાસ્ય કરતાં વૃંદાવન બોલ્યો: 'જુઠ્ઠાને જુઠ્ઠો કહેવો એ અપમાન થતું હોય તો હું દિલગીર છું. મિત્રો !'

મુઠી વાળી હાથ ઊંચો કરી ગણેશ બોલ્યો: 'ત્યારે શું અસીમ જુઠ્ઠો છે ?'

આંગળી હલાવી વૃંદાવન સગર્વ બોલ્યો: 'એક નહિ, સો વાર હું કહું છું કે એ જુઠ્ઠો છે. તાકાત હોય તો એ મારી સમક્ષ આવી ઊભો રહે. સાબીત કરે કે એ જુઠ્ઠો નથી.'

નની જોસથી ભોંયપર પગ પછાડી બોલ્યો: 'સાબીત તો તારે જ કરવાનું છે.'

તિરસ્કારપૂર્વક વૃંદાવન બોલ્યો: 'મારે ! શા માટે ?'

આ સાંભળી એક સામટા કેટલાયે સ્વરોનો ગુંજારવ થઈ રહ્યો. તારે જ તો ! પરાયાનું સુખ તારાથી સાંખી શકાતું નથી. તું દ્વેષમાં બળી મરે છે. આવા માણસની મિત્રતા અમને નથી ગમતી.

ભ્રકુટી ચડાવી મજાક ભર્યા સ્વરે વૃંદાવન બોલ્યો: 'આ શબ્દો મને કહ્યા કરતાં ડિરેક્ટરને કહો તો સારું.'

ગણેશ બોલ્યોઃ 'તારે તેને પણ જવાબ તો દેવો જ પડશેને ? તે સમયે તું શું કહીશ ?'

વૃંદાવન પહેલાંના જેવા જ સ્વરે બોલ્યોઃ 'મારે શું કહેવું એ મારે વિચારવાનું છે. તમારે એમાં માથું મારવાની જરૂર નથી !'

એકત્ર થયેલા જુવાનો એક સામટી બૂમ પાડી ઊઠયા. 'અમારે એ જાણવું છે, કહેવું હોય તો કહે, નહિ તો તું અમારી આગળ થા.'

પાછળથી કોઈક સ્ત્રીનો સ્વર સંભળાયોઃ 'એક સામે અનેક ! વાહ, કેવી બહાદુરી !'

સાશ્ચર્ય સૌએ પાછળ જોયું. તો એક અતિ સુંદર અને મનોહર બાળા ઢગલો પુસ્તક હાથમાં લઈ ઊંબરમાં ઊભી હતી. એને જોઈને વૃંદાવનના હૃદયમાં એકદમ જાણે વિદ્યુત્ પ્રવાહ વહી ગયો.

બાળા ચોતરફ દૃષ્ટિ નાખતી લાલચોળ મુખે બોલીઃ 'વૃંદાવન બાબુ કોનું નામ છે?'

એક સાક્ષાત્ સીસમના ટુકડા જેવું બારદાન મજાક ભર્યાં કંઠે બોલી ઊઠયુંઃ 'કેમ રે, બહુ ભીડમાં ઓળખાણ ન પડી, ખરું કે ?'

એક છલંગે વૃંદાવન બોલનાર સામે કુદી પડયો. તેની ગરદન પકડી તે બોલ્યોઃ 'અહિંથી બહાર નીકળ, અસીમ ! ચાલ્યો જા.'

ગળકાં ખાતાં ખાતાં અસીમે પોતાના સાથીદારો પ્રતિ દૃષ્ટિ ફેકી. પરંતુ કોઈના મોં પર બીલકુલ પ્રોત્સાહનનાં ચિહ્નો દેખાયાં નહિ. તેથી તે શરમિંદો બની નીચું મોં રાખી ત્યાંથી બહાર ચાલ્યો ગયો.

વૃંદાવન આગંતુક બાળા તરફ આગળ વધી બોલ્યોઃ 'મારું જ નામ વૃંદાવન, પરંતુ આટલી રાત્રે અહિં આવવું...'

વચ્ચે જ પેલી બાળા બોલી ઊઠીઃ 'હું એ સમજી શકું છું.

બાપાએ પણ મને ના કહી હતી. પરંતુ મારી કૃતજ્ઞતાનો સ્વીકાર કર્યા વગર મારો છુટકો જ ન હતો. એટલે જ હું અત્યારે આવી છું !

વૃંદાવન હસવાનો પ્રયાસ કરતાં બોલ્યો : 'એવું કોઈ કાર્ય મે કર્યું નથી. જેને માટે તમારે —'

બાળા પૂન : વચ્ચે જ બોલી ઉઠી : વાહ ! મનુષ્યનો જીવ બચાવવાથી બીજું કંઈ ઉત્તમ હોઈ શકે ખરૂં ! હું મોટર નીચે આવી ગઈ હોત ! એ મોટી વાત એટલામાં શી રીતે ભુલી શકું !

નની આગળ આવી બોલ્યો : 'તમારી ભુલ થાય છે, તમને તો અસીમે બચાવ્યાં છે. વૃંદાવનને તો એ બાબતની કંઈ ખબરજ નથી,

બાળા ઉશ્કેરાઈ, પરંતુ તે સભ્યતા પૂર્વક બોલી : 'માફ કરજો, હું તમારી સાથે વાત કરતી નથી. તેમજ હું તમારા અસીમબાબુને પણ ઓળખતી નથી.'

તોપણ નની જીદ કરીને બોલ્યો : 'અસીમે જે કર્યું તેની તમારે...'

એને આગળ બોલતો અટકાવી બાળા બોલી : 'પરંતુ આ ચોપડીઓ તમને કંઈક જુદી વાત કહેશે. વૃંદાવનબાબુએ જ મને બચાવી છે અસીમબાબુએ નહિ.'

આખાએ ખંડમાં મહા આશ્ચર્યનું મોજું ફરી વળ્યું. આતુર નયને સૌ કોઈ વૃંદાવન પ્રતિ નિહાળી રહ્યા.

વૃંદાવન પોતાનું ઢળેલું મસ્તક જોરથી ઉંચું કરી બોલ્યો :– એ પુસ્તકો મારાં નથી. મારાં બધાં પુસ્તકો અહિં જ છે. તમારી ભુલતો નથી થતીને ?'

કુતૂહલ અને વિસ્મયથી નયનો ઊંચાં કરી બાળા બોલી : 'તમે શું કહો છો ! પુસ્તકો પર નામ તો તમારું લખેલું છે ને !'

વૃંદાવન દૃઢ સ્વરે બોલ્યો : "એ વૃંદાવન વળી બીજો કોઈ હશે. હું નહિ. તમે જાઓ !"

ગણેશ અતિ વિસ્મયથી અધીરો બની બાળા પ્રતિ જરા આગળ વધી બોલ્યો. “લાવો, એ પુસ્તકો મને જોવા દો, એની હશે તો હું હમણાં જ ઓળખી કાઢીશ !’

ચંચળ મૃગલી માફક પાછળ કુદકો મારી બાળા નિસરણી તરફ આગળ વધતાં બોલી : ‘ના મારી જ ભુલ થઈ ગઈ. ખરી વાત! રસ્તામાંથી જડેલી ચીજ તો જેને જડે એની કહેવાય. એને માટે કોઈને હેરાન કરવા એ ઠીક નહિ. તો પણ મનુષ્યમાં એક વિવેક રહેલો છે. એટલે એ વિવેક ખાતર હું મારા સરનામાવાળું કાર્ડ અહિંયાં મુકી જાઉં છું. વૃંદાવનબાબુ! જરૂર પડે તો મને મળજો.’

પાછળથી કોઈ પુછતું હોય તેવા અવાજ સંભળાયો. ‘મળ્યા, બેન ?’

પ્રત્યુત્તરમાં બાળા બોલી : ‘ના બાપા આ પુસ્તકોના માલીક અહિં નથી.’

વિસ્મિત કંઠમાંથી અવાજ બહાર નીકળ્યો : ‘એમ કેમ બને મા, શું વૃંદાવનબાબુ આ છાત્રાલયમાં નથી રહેતા ?’

છોકરી ચંચળ સ્વર બોલી : ‘ગાડીમાં બેસો બાપુ, મારાથી હવે અહિં ઉભા રહેવાતું નથી. શરીર એવું ભાગી પડયું છે—’

*

આખાએ ખંડમાં પ્રસરેલી શાન્તિનો ભંગ કરતાં ગણેશ બોલ્યો: ‘પોતાની ચીજ તેં પરાયા હાથમાં છોડી દીધી, વૃંદાવન! તને એ પુસ્તકો તો પ્રાણથીયે પ્યારાં હતાં.’

ગંભીર સ્વરે વૃંદાવન બોલ્યો. ‘આજે મારો મીજાજ બરાબર નથી. હવે તમે બધા જશો ?’

એની લાલચોળ આંખો દેખી કોઈને એ શબ્દોમાં શંકા કરવા જેવું લાગ્યું નહિ. વળી, નિરર્થક ગુસ્સે થઈ મજા જોવાની વૃત્તિ પણ આ વખતે કમી થઈ ગઈ હતી. એટલે સૌએ નીચે મોએ વિદાય લીધી.

: ૭ :

**રાતના** જામેલા તિમિરને તરલ કરીને સૂર્યનારાયણ પૂર્વ દિશામાં પ્રકાશમાન થાય કે તુરત પથારીનો ત્યાગ કરવો, એ સંસારનાં સર્વ પ્રાણીઓની એક અનાદિ કાળની પ્રથા છે. આજે પણ એ પ્રથા કાયમ છે શારીરિક દુર્બળતાની પરવા કર્યા વગર ઊંઘ ઉડાડનાર પંખીઓનો કોલાહલ સાંભળતાં જ જાગૃત થઈને આભા બગીચામાં ફરવા નીકળી પડી હતી. થોડીવાર આમ તેમ ફરી થાક લાગવાથી, સામેના માના ખોળા જેવી હમેશ બોલાવી રહેતી એક આરસની પાટ પર તે લાંબી થઈને સૂતી. વાદળાંને વિખેરનાર સોનેરી સૂર્ય કિરણો અતિ સાવધપણે નીચે ઉતરી આવ્યાં, દેવતાના પવિત્ર આશિર્વાદની જેમ સ્નેહાળ મીઠા હાથ વડે એનો બધો થાક નિવારવા લાગ્યાં.

પિતા પુત્રી પાસે આવી મધુર સ્વરે બોલ્યા : "આભા આજે તું આટલી વહેલી ન ઊઠી હોત તોયે ચાલત."

રક્તમુખી ગુલબાલાની પેઠે પાંદડી જેવા હોઠ કંપાવતી આભા; બોલી : 'આળસ એવીજ રીતે આપણામાં ઘર કરી જાય છે. બાપુ, એને જરા આશ્રય આપ્યો કે પછી થઈ રહ્યું."

ભુવનમોહન પ્રકૃતિ તે પ્રાતઃકાળે જાણે નિજ સૌંદર્ય અને મધુરતાનો ભંડાર ખુલ્લો મૂકી એમની સામે નૃત્ય કરી રહી હતી. એ અનંત સૌંદર્યના પ્રવાહમાં પોતાને મિલાવી દઈ ભાન ભૂલ્યાની પેઠે પિતાપુત્રી બન્ને જણુ મૂગાં બેસી રહ્યાં.

ઘરની ગૃહિણી હસતી હસતી પાસે આવીને બોલી: 'કેમરે, જડની વચ્ચે રહ્યા એટલે પોતે પણ જડ થઈ જવાનું?—પણ ચા પીધા વગર નહિ ચાલે.'

'મરજી તો તું કહે છે એવા જ થવાની છે, પરંતુ દીનના અવતાર સમી તું એમ થવા દે એવી કયાં છો, ઢંઢોળીને જગાડી છે તો!' હસીને પાલીત બોલ્યા.

'નહિ તો, પછી ખાવા પીવાનું બધુંયે બંધ જ થઈ જાય. શરિરનો ધર્મ કંઈ એવો નથી. જડની સાથે વધારે ભળીએ તો શરિરનું શું થાય પછી?' ગૃહિણી હસીને બોલી:

પાલિતે પોતાનો જમણો હાથ લંબાવ્યો ને ગંભીર સ્વરે બોલ્યા. 'જો તો, આને તું જડ કહે છે! આ જડ નથી, પણ એ ભુવન-મોહન સત્યમ્ શિવમ્ સુન્દરમ્ નાજ અનંત રૂપનો એક પ્રવાહ છે!'

શાન્ત સ્થિર નયને નિર્મળ પ્રકૃતિના એ અનુપમ સુંદર રૂપ તરફ જોઈ અમલા બોલી: 'હું પોતે એવી ક્ષુદ્ર છું કે ઈશ્વરની આટલી મહત્તા સમજી શકતી નથી, પરંતુ આ નાનકડા સંસારમાં એ મને જેટલો દેખાય છે, એટલો બીજા કશામાં દેખાતો નથી. મને તો એમ થાય છે કે તમે જ તેની એ ભુવનમોહન. મધુર પ્રતિ મૂર્તિ છો. અને આભા જાણે એના સ્નેહનું દાન છે – આશિર્વાદનું પુષ્પ છે.'

મી. પાલિત હસીને બોલ્યા: 'મને તો કહ્યું તે કહ્યું, પણ બીજા કોઈને કદી આવું કરીશ નહિ, નહિતો એ લોકો શું સમજશે, જાણે છે? કહેશે કે ઘરડા ધણી ને કુમળી દીકરીના પ્રેમમાં અંધ બનેલી તું દિવસે દિવસે મૂર્તિપૂજક બની જડ થતી જાય છે?'

અમલા બોલી: 'પણ એમાં શું ખોટું છે! અંતરાત્માની દૃઢ શ્રદ્ધાનું બલિદાન દઈને, અંધારામાં ડૂબેલા દેવતાહીન મંડપમાં ખાલી હાથે ઊભા રહેવાનું મારાથી તો નહિ બને. દિલની વાત છુપાવી રાખી. મોઢે વિશ્વપ્રેમની વાતો કરવી એનું નામ દુકાનદારી નહિ તો બીજું શું છે! એકની અંદર તો તેને ચાહી શકે નહિ,

છતાં અનેકની અંદર તેને જોવા જાય એ વિડંબના નહિ તો બીજું શું! ખરા દિલથી એકમાં જ પ્રેમામૃત ઢાળી દેવાથી દુનીયા અમૃતમય બને છે. અને અનેકમાં પણ એ એક જ દેખાય છે. જવા દો, હું વળી આ શું બકચા કરું છું—હવે તમારે ચા પીવી છે કે મારા આવા ભાષણથી ગળું ભીંજવી ચલાવવું છે?'

પાલિત હસીને બોલ્યા: "તેમ પણ ભીંજી શકે છે."

ત્રાંસી નજરે પુત્રીના ઉદાસ મોં ભણી જોઈ અમલા ગુસ્સાથી ભ્રકુટી ચઢાવી દાંત પીસીને બોલી: "છિઃ તમે તે કેવા છો? છોકરી પાસે બેઠી છે એનુંયે ભાન નથી?"

મી. પાલિત હસીને બોલ્યા: 'બાળક છે, એ શું સમજે છે! તે છતાં દુનિયાદારીની વાતનું શિક્ષણ આપણી પાસેથી જ એને મળે તો યે શું ખોટું? સારા ખોટાના વિચારનાં ને વિચારમાં પાછળ ઊભા રહેવામાં આપણી નિર્બળતા રહેલી છે.'

અમલા ચોરીછૂપીથી પતિના મોં સામે જોઈને બોલી: 'છિ છિ! એમ બધી વાતો તે......'

વચમાં જ મિ. પાલિત બોલ્યાં: 'અવળું ન સમજીશ. ખોટું ધારીને તમે જે બાબત છોકરાંથી છુપાવી રાખવા ઇચ્છિશો, તેની તરફ એમનું કુતૂહલપ્રિય મગજ અતી આવેગથી ઢળવાનું. જે લોકો મોટાં છે, અને સંસારના માર્ગે જેઓ આગળ વધેલા છે, એમનું એ કર્તવ્ય છે કે નાનાઓનો માર્ગ એમણે ભાંગી પીસીને સરખો કરવો. એથી એમના પર ઘણો ઉપકાર થશે. એમ થવાથી પૂંઠળ આવનારાઓના પગ બહુ ઓછા ખાડામાં પડશે! આ જ સાચો ઉપકાર છે—જો આ એકલી બેઠી બેઠી વળી શું વિચાર કરે છે! આહ! એનું મોઢું કેવું દુબળું થઈ ગયું છે!'

માતા પ્રેમપૂર્વક દીકરીની પાસે આવી બોલી: 'શું વિચાર કરે છે મા? શરીર હજી ઠીક નથી લાગતું?'

આભા કંપી ઊઠી. શરમની લાલ રેખા છૂપાવવા, આળસ મરોડતી બોલી: 'આજે તું આ નહિ જ આપે, મા. જોને, દિવસ કેટલો બધો ચડી ગયો છે!'

માતા બોલી: 'એ કામ તો ક્યારનું યે મારા હાથમાંથી તેં ઉપાડી લીધું છે, મા, એટલે હું વિસરી ગઈ.'

દીકરી વધારે શરમિંદી પડી. અનીચ્છાએ મનના અસ્થિર ભાવને લીધે આવું બોલાઈ ગયું એમ સમજી તેને ચીડ પણ ચઢી.

એકદમ ઊઠીને ઊભી થઈ એ બોલી : 'હું હવે બહુ આળસુ થઈ ગઈ છું. ખરું મા?'

સ્નેહરસથી માતાનું હૃદય ભીંજાઈ ગયું તે બોલી : 'અરે તારી વાત તે કંઈ જેવી તેવી ગઈ છે, મા! તું આળસું ક્યાં છે, તારે જ્યારે આવવું હોય ત્યારે આવજે હું તો અમસ્તી હસતી હતી, મેં આ તૈયાર કરી રાખી છે.'

ચાના ટેબલ આગળ ત્રણે જણ બેઠાં તેટલામાં એક પટાવાળાએ આવી ખબર આપ્યા કે કોઈ ગૃહસ્થનો છોકરો મળવા આવ્યો છે.

આભાંના ગાલ કોણ જાણે કેમ આભામંડિત થઈ ગયા. તેનો પ્યાલો હોઠને અડકેલો સ્થિર રહી ગયો. ગળું સૂકાઈ જવા આવેલું હોવા છતાં એક ટીપું ચા પણ તે પી શકી નહિ.

હાથમાંનો પ્યાલો નીચે મૂકી મિ. પાલિતે પૂછ્યું. 'ક્યાંથી આવે છે?'

પટાવાળાએ જવાબ દીધો. હોસ્ટેલમાંથી આવું છું. એકાએક આભાનો હાથ ધ્રૂજી ઊઠ્યો. મહા મુશ્કેલીએ તેણે ચાનો પ્યાલો નીચે તો મૂક્યો. પરંતુ તેમાંની ઘણી ચા ટેબલ ઉપર ઢોળાઈ ગઈ. તેણે ત્રાંસી નજરે માતાપિતા તરફ જોયું. મિ. પાલિત એ સમયે બહુ ઉત્સાહમાં હતા, અમલાના પ્રાણમાં પણ ચપળતા આવી ગઈ હતી. પુત્રીની આ દુર્બળતા પિતાએ દેખી છતાં તે ન જોવા બરાબર કરી.

મિ. પાલિત બોલ્યા : ' ત્યારે તો વૃંદાવન આજ આવ્યો લાગે છે. બહાર શા માટે ઊભો છે ? જા તેને અંદર લઈ આવ.'

પટાવાળા સાથે આવનાર અંદર આવી પહોંચે તે પહેલાં જ આભાના મનમાં મહા દ્વંદ્વ યુદ્ધ શરુ થઈ ચૂક્યું હતું. ઇચ્છા છતાં તે પોતાનું ઢળેલું માથું ઊંચું કરી શકી નહિ. ચોરી છૂપીથી જોવાની તેને ઇચ્છા થઈ આવી. નવોઢાની પેઠે પોતાના અંતરમાં અતિ મંથન કરવા છતાંય તેનાથી એમ બની શક્યું નહિ.

સહસા, તેના પિતાના શબ્દો સંભળાયાઃ 'તમારે કોનું કામ છે.' એ સાંભળીને આભાએ ચમકીને ઊંચું જોયું તો કોઈ બીજીજ અજાણ વ્યક્તિને તેણે જોઈ તે સાથે જ એના હૃદયમાં વિષાદની ઘેરી વાદળી છવાઈ ગઈ.

આવનાર ચંચળ પગલે આભાની પાસે આવીને બોલ્યો. ' મેં તમારો અક્ષય અપરાધ કર્યો છે. હું તેની માફી માગું છું.'

આભા આશ્ચર્યથી બોલી : ' અપરાધ ! અને તે મહારો ? હું કશું જાણતી જ નથી.'

યુવક બોલ્યો : ' ખરેખર મેં તમારો અપરાધ કર્યો છે.'

આભા દુઃખી સ્વરે બોલી : ' હું તમને ઓળખતી નથી તમે આ શું કહો છો ? અપરાધ થયો છે જ ક્યાં ? કે હું માફી આપું.'

યુવક બોલ્યો : ' હું મારા મનમાં એ જાણું છું. મારો જ વાંક છે.

આભા સસ્મિત બોલી : ' અપરાધ જાણ્યા સિવાય માફી આપવી પડે એવું તે વળી કયા કાયદામાં લખ્યું છે ?'

મિ. પાલિત બોલ્યા : ' હકીકત જાણ્યા સિવાય હું કહું છું કે આ બાબતમાં તમારા હૃદયમાં પશ્ચાત્તાપ થાય છે એજ એનું ખરું પ્રાયશ્ચિત છે.'

આંસુભરી આંખે યુવાન બોલ્યો : ' પરંતુ બધાં છોકરાંઓ આ વાત કેમ માનશે? હોસ્ટેલમાં મારું સ્થાન નહિ રહે. મિ. પાલિત ઉત્સુક કંઠે બોલ્યા : ' કેમ ? '

યુવાન નિશ્વાસ નાંખી બોલ્યો : ' વૃંદાવને એવું કહ્યું છે, અને બીજાં છોકરાંઓનો પણ એવો જ અભિપ્રાય છે. '

મિ. પાલિત હસીને બોલ્યા : ' તો શું પશ્ચાતાપ સાચો નથી? શું કહો છો ! '

યુવકે કતરાતી નજરે તેમનાં મોં સામું જોયું. તે મોઢે કંઈજ બોલી શકયો નહિ. આભા નીચું મોં કરી જરાવાર કંઈક વિચાર કરી પછી બોલી. ' હું સાચા દિલથી તમને માફી આપું છું. '

યુવક હાથ જોડીને બોલ્યો: ' કૃપા કરી એક લીટી મને લખી આપો, નહિ તો એ લોકો નહિ માને. '

આભા એકદમ આસન પરથી ઉભી થઈને બોલી: ' રહો, લખી દઉં છું. '

હાથ હલાવી છોકરીને ન લખવાની ઈશારત કરતાં મિ. પાલિત બોલ્યા: ' એ વૃંદાવનને તમે અહીં લઈ આવો તો જ મારી દીકરી તમોને માફ કરશે, નહિ તો નહિ. '

આભા ઊભી હતી તે હવે પુનઃ બેસી ગઈ.

યુવક ખૂબ ઉત્સાહથી બોલી ઊઠ્યો: ' અબ ઘડી, અબ ઘડી લઈ આવું. '

નિસાસો નાંખી અમલા બોલી: ' શું એ ખરેખર આવશે? '

યુવક તેજથી બોલ્યો: ' હા, હા. જરૂર આવશે. પોતાની ખાતર એ કદાચ ન આવે, પણ મારે વાસ્તે તો એ જરૂર આવશે. '

પારકાની ખાતર પોતાનાં માન અને અપમાનની તે દરકાર નથી કરતો. '

ઊંડો નિઃશ્વાસ નાખી આભા બોલીઃ ‘ શું કામ છે મા, કોઈને બોલાવીને ? ’

મિ. પાલિતે પૂછ્યું: ‘ કશુંયે કામ નથી, આભા ? ’

આભાના આછા લાલ ગાલ ઉપર જાણે કે કોઈએ ટપલી મારી. તેણે ઢળેલે નેત્રે જ જવાબ આપ્યોઃ ‘ પુરસ્કાર કે પ્રશંસા જેવી ચીજ જો તે સહી જ શકતા નથી તો આપણે જોર કરી શા સારું એ એમની ઉપર લાદવાં ? ’

ગંભીર ભાવે માથું હલાવી મિ. પાલિત બોલ્યાઃ ‘ એની એ દુર્બળતા શોભતી નથી. ’

અમલા ઉશ્કેરાટભર્યા સ્વરે બોલીઃ ‘ પણ એ દુર્બળતાએ જ તેને ઉજ્જ્વલતા અર્પી છે. ’

મિ. પાલિત હસીને બોલ્યાઃ ‘ ના, અમલા તારી ભૂલ છે સુવર્ણને સ્વચ્છ કરવું હોય તો બાળવું પડે છે, એ આપણે ભૂલવાનું નથી, એને ખેંચીને આપણે નીચે ઉતારીશું. એથી એનું તેજ વધશે, કંઈ ઘટવાનું નથી. બીજી પણ વાત એ છે કે સ્વચ્છ ધોળાં કપડાંમાં કાળો ડાઘ ન પડી જાય એટલું જ આપણે જોવાનું છે. કાજળની કોટડીમાં શાહી ઢોળવાથી તો કંઈ જ નુકશાન નથી થતું. ’

યુવક ચાલ્યો ગયો.

આભા ચંચળ નેત્રે ઊઠીને ઊભી થઈ અને બોલીઃ ‘ નિર્મળાનું મારે ખાસ કામ છે, માટે હું જાઉં છું, બાપુજી ! ’

મિ. પાલિત જિજ્ઞાસુ વૃત્તિથી એના મોં સામે જોઈ રહ્યા. અમલા એને ઠપકો આપતી બોલીઃ ‘ બધી વાતમાં છોકરી તમારે માથે ચડી બેસે છે. એટલીવારમાં એને એવી શી જરૂર પડી ગઈ વારું ? ’

આભા નીચું મોં ઘાલી બોલીઃ ‘ કાલે ઈતિહાસની નોટ મેં બિલકુલ વાંચી નથી. આજે જો નહિ વાંચું તો પછી જવાબ શું આપીશ ? ’

'લાવ મને બતાવ, હું હમણાં શીખવાડી દઈશ. નિર્મળાએ વાંચ્યું છે એની શી ખાતરી કે ત્યાં જાય છે!'

અમલા બોલીઃ તે વખતે એક છોકરી એ હસતાં હસતાં ઘરમાં પ્રવેશ કર્યો, તે બોલીઃ નોટબૂક લાવો તે ન વાંચે — એવી – એ સાવ મૂર્ખી નથી.'

અમલાએ દીકરીના મોં સામે જોયું. આભા એકદમ વાત ઉડાવી દઈ બોલીઃ 'ક્યારે વાંચી છે મેં! નોટ ને ચોપડી તો એની પાસે છે.'

નિર્મળા હસીને બોલીઃ 'વકીલ ઊલટ તપાસ કરવા માંડે, પછી એ બિચારી કેવી રીતે ફાવે, કહો! બાકી એની પેન્સીલ ચાલ્યા જ કરે છે અને નોટબૂકના પાનાં ભરાયે જાય છે. તેમ છતાંયે એણે ઉપરથી જ વાંચ્યું છે. એમ કહેવું એ ભારે અન્યાય કહેવાય.'

આ વખતે નિર્મળા આમ બેશરમ થઈને ઊભી રહેશે એવું તો સ્વપ્નમાંય ધાર્યું ન હતું. આભા કંઈ પણ આગળ બોલી શકી નહિ. તેનું લજ્જાથી ઢળેલું મસ્તક નીચે ઢળેલું જ રહ્યું.

: ૮ :

**અસીમના** બચાવ માટે મદદ કરવા આવ્યા પછી વૃંદાવન પુનઃ છાત્રાલયમાં પાછો જઈ ન શક્યો. અમલાના સ્નેહનું બંધન તોડવું એને માટે બિલકુલ સંભવિત ન હતું. વધારામાં નિર્મળાની રીતભાત એમને તદ્દન નવીન લાગી. જવાનું નામ દેતાં એક તરફ અમલા ઉપર મુશીબતનો પહાડ તૂટી પડતો લાગતો, અને બીજી તરફ નિર્મળાની મીઠી મજાક–મશ્કરીઓ એમને હાર ખવડાવી રહી હતી. નિર્મળાની રીતભાત જો કે વિચિત્ર હતી, તો પણ એમાં એવો સ્નેહનો નશો ભરેલો હતો કે એને આઘાત કરી જતા રહેવાની કોઈની પણ હિંમત ચાલે તેમ ન હતી.

વૃંદાવનના આવવાથી આભાના ઉરમાં સંતોષ અને આનંદનાં મોજાં ફરી વળ્યાં હતાં છતાંયે, શી ખબર એ ગંભીર બનીને જ કેમ બેસી રહી? નિર્મળા છૂપી રીતે એને ઠોંસો મારી બોલીઃ 'આમ કટાણું મોં કરી કેમ બેસી રહી છે. ગમે તેમ પણ એ લોકોએ તારા પર કેટલો બધો ઉપકાર કરેલો છે. એમને કેટલું બધું ખરાબ લાગશે તેનો તો જરા વિચાર કર!'

આભા કૃત્રિમ રોસ દેખાડીને બોલીઃ 'એમને ગમે તે લાગે — ઉપકાર વળી શાનો કર્યો છે?'

નિર્મળા સાશ્ચર્ય એના પ્રતિ જોઈ બોલી: 'કેમ, માસીબા જ કહેતાં હતાં તે નહિ કે ?'

આભા મોં અવળું કરી બોલી. 'એ તો છે જ એવાં! નહિ તો જે ઉપકારી છે તે ઉપકારનો બદલો માંગતો નથી.'

નિર્મળા ભ્રકુટી ચડાવી બોલી: 'એમ ? આટલી સ્પર્ધા! બદલો માંગવો પડે છે કે નહિ તે હું જોઉં છું.'

આભા બોલી: 'લે, તું પણ ખરી! એવું બહાનું બતાવી નિશાળે જતું નથી, ખરું!'

નિર્મળા ગંભીર સ્વરે બોલી: 'હા, નિશાળ ક્યાં જતી રહેવાની છે એ તો રોજની વળગાડ છે. આવો સમય કંઈ ઓછો આવે છે! જોઉં તો ખરી, ગમે તે ઉપાયે કોઈને રોકી શકું છું કે નહિ.'

આ સમયે આભા સક્રોધ બોલી: 'તું તે કેવી છે, મા સાંભળી જશે, અને આ લોકો યે શું—'

નિર્મળા વચ્ચે જ બોલી ઊઠી: 'નહિ તો ઇનામ નહિ મળે, કેમ ?'

આભાએ ત્યાંથી એકદમ ઊભા થઈ ત્વરિત ગતિએ ચાલવા માંડ્યું. નિર્મળા એની પાછળ દોડી, અને બોલી: 'ગભરાઈશ નહિ, તારામાં હું ભાગ નહિ પડાવું, પ્રથમથી જ તું તારો ભાગ લઈ લેને. શેષ રહેશે તેનાથી હું ખુશ રહીશ, સાચું કહું છું. મને જરા પણ...'

'મોઈ તું!' આભા એને ધક્કો મારતાં બોલી:

નિર્મળા સાશ્ચર્ય બોલી: 'તો યે વાંધો નથી, પણ તું એ જણને કેમ કરી સાચવી શકીશ, એની મને ફિકર છે.'

આવેશભરી આંખે કંઈક બોલવા જતાં આભાથી રડી જવાયું.

કોઈ જોઈ ન જાય એટલા માટે નિર્મળા એની સામે ઊભી રહી, અને બોલી: 'તું તે કેવી છે! મશ્કરી પણ ન સમજી શકી!'

તું પહેલાં તો કંઈ આવી ન હતી, આજે તને થયું છે શું ! આંખો લૂછી કાઢ કોઈક જોઈ જશે. આજે રજા છે — તે પણ ભૂલી ગઈ લાગે છે !

આભા ત્યાંથી બહાર ચાલી ગઈ. એ સમયે નિર્મળાના હૃદયમાં દુઃખની ઘેરી વાદળી ફેલાઈ ગઈ. છતાં વદન પર કૃત્રિમ હાસ્ય ધારણ કરી તે અંદર પાછી આવી.

તે વખતે અસીમ અમલાને ઉત્તર આપતો હતો. ' કલકત્તા આવ્યા પછી ખાવા પીવા સંબંધમાં મારો કોઈ ખાસ નિયમ રહ્યો જ નથી, હું કોઈક વાર હોટેલમાં કે કોઈકવાર વીશીમાં યે ખાઉં છું. પરંતુ વૃંદાવન બાબુ એમ કરતા નથી. એ અડગ નિશ્ચયવાળા માણસ છે. વળી એમના દાદા ચૂસ્ત હિન્દુ છે એ જાણે તો કંઈ બોલે નહિ, પણ એમના જીવને બહુજ દુઃખ થાય. '

અમલા કર્માયેલા પુષ્પની માફક મ્લાન વદને બોલી: ' ત્યારે રહેવા દો ભાઈ, ચોરી છૂપીથી કંઈ કરવાની મારી ઈચ્છા નથી. '

વૃંદાવન આ વાત ઉડાવી જાતાં એકદમ બોલ્યો: ' એનું કહેવું લગીરે સાંભળશો નહિ. એનો મનસુબો હું જાણું છું. મને છેતરી પોતાનું પેટ ભરવાનો એનો વિચાર છે, પણ એ બને જ નહિ. રોજ રોજ બ્રાહ્મણનું રાંધેલું કાચું પાકું ખાવાનું ખાઈ મારા તો હોશ ઊડી ગયા છે, તમારે ત્યાં ખાવાથી મોં પર તેજ આવશે. '

અસીમ સ્તબ્ધ બની ગયો અને એના મોં પ્રતિ કુતૂહલ દૃષ્ટિ ફેંકતાં બોલ્યો: ' પરંતુ આજ પહેલાં તો કદી પણ — '

વૃંદાવન વચ્ચે જ બોલ્યો: ' તારે છાત્રાલયમાં જવું હોય તો જા. આજે અન્નપૂર્ણાના ભંડારમાં આવી ભૂખે પેટે પાછો જાઉં, એ મારાથી નહિ બને. તમારે કેટલી વાર થશે ? મને તો પેટમાં ભૂખથી કંઈ કંઈ થાય છે. '

' ગઈ રાતનો હું પણ ભૂખ્યો છું. અસીમ કૂદકો મારી બોલ્યો: '

નિર્મળા સહાસ્ય બોલી: ' અસીમબાબુ તમે તદ્દન જૂઠું તમે એક મોટી ચિરૂટ પૂરી કર્યા પછી જ આ ઘરમાં આવ્યા છો એ મેં મારી નજરોનજર નિહાળ્યું છે ને !

અમલા હસતાં હસતાં બોલી: ' આમ આવ, આમની પાસે બેસને બેન ! આભા ક્યાં ગઈ? હું એની સાથે નાસ્તો મોકલું છું હોં. '

વૃંદાવન સંકોચ અનુભવતાં બોલ્યો: ' ના, ના, નાસ્તાની કાંઈ જરૂર નથી, રસોઈ જરા વહેલી કરજો એટલે બસ. '

વૃંદાવનને પોતાના જૂના સંસ્કારને આમ તિલાંજલિ આપતો જોઈ અસીમ દિગમૂઢ બની ગયો. બીજી જ પળે તે ઉલ્લાસથી બોલ્યો: ' વૃંદાવન, તેં સાચું જ કહ્યું. બ્રાહ્મણનું રાંધેલું ખાઈ ખાઈને હવે તો અરૂચિ થઈ ગઈ છે. આમના જેવા હાથ એ લોકોના ક્યાંથી હોય! જેવું તેવું કાચું પાકું પકાવી દે છે એ લોકો.'

અમલા ચાલી ગઈ. નિર્મળા સહાસ્ય બોલી: ' આભા ક્યાં છે ? '

અસીમ બોલ્યો: ' જેની દાનત જ ચોરીની તે શું રાંધી શકે ! ખાવાનું સંતાડી રાખે. અને લાગ મળ્યો કે ઓહિયાં ! '

' વિશાળ અનુભવ લાગે છે. ' નિર્મળાએ હસતાં હસતાં કહ્યું.

અસીમ ભલા અને ભોળા માણસની માફક મોં પર ભાવ રાખી બોલ્યો. ' હું તે શું કરું, કલકત્તામાં લગભગ બધાય બ્રાહ્મણો ચોર છે. એટલે જ થોડીવારમાં ગામ ઉજ્જડ થઈ જાય છે, અમે ખાઈયે કે ન ખાઈયે એનું એમને કંઈ નહિ. એમને તો રોજ સારી ખાવાનું મળે એટલું જ એ ઇચ્છે છે. '

નિર્મળા બોલી: ' મને લાગે છે કે આ હકીકત બરાબર નથી.'

' કેમ ? ' અસીમે આતુરભાવે પ્રશ્ન કર્યો.

નિર્મળા બોલી: ' મારા માનવા મુજબ તમે લોકો કંજુસાઈ

કરો છો. તેને જે જોઈએ છે તે મલતું નથી — એટલા માટે જ રસોઈ સારી નહિ થતી હોય.'

અસીમ વિચારમાં પડી ગયો અને બોલ્યો: ' એ પણ સંભવિત છે ખરું. અમે રસોડાના નોકર ચાકરના હાથે જ પૈસા ખરચીએ છીએ. એ લોકો એમાંથી લગભગ અડધું ગેપ કરી જાય છે. આ બાઈ, ચાકર રસોયો એ સૌ સરખાં છે. '

વૃંદાવને ગંભીર સ્વરે કહ્યું: ' એમ નથી. '

નિર્મળાએ હસીને પૂછ્યું: ' તમારો મત આનાથી આગળ વધેલો છે! છાત્રાલયનો પ્રમુખ જ ચોર નહિ ખરું ? '

વૃંદાવને જીભ કાઢી માથું ધૂણાવ્યું.

નિર્મળા બોલી: ' ત્યારે ! '

વૃંદાવન બોલ્યો: ' મારા માનવા પ્રમાણે બધી ચીજો તેમને મળવા છતાં એક ચીજ એ લોકોને મલતી નથી. '

'કઈ ચીજ ?' અસીમે ઉતાવળથી પૂછ્યું. 'મને કહો, હું સેક્રેટરીને આજે કહીને વ્યવસ્થા કરાવી લઉં. '

વૃંદાવને હસતાં હસતાં કહ્યું: ' એ કંઈ બજારું ચીજ નથી, ભાઈ! તું લાવીશ ક્યાંથી ? '

અસીમ સાશ્ચર્ય બોલ્યો: ' બજારમાં ન મળે ! એવી તે વળી કઈ ચીજ ! '

' ત્યારે હું શું ખોટું બોલું છું. ' વૃંદાવને કહ્યું.

નિર્મળા વચ્ચે બોલી: ' તમે જાણો છો છતાં એ કેમ લાવતાં નથી. કેટલા બધાં માણસો જમ્યા ન જમ્યા કરી ઊઠી જાય છે. છતાં તમે જોઈ રહો છો !

વૃંદાવન બોલ્યો : 'શું કરું, એ ચીજ કંઈ મારા હાથની વસ્તુ નથી, એ તો માત્ર સ્ત્રીઓ પાસે જ છે. તમારા અંતરનો કરુણ સ્નેહરસ એજ એ ચીજ. હજારો ઘણું માથું કૂટીયે તો યે અમને એ ક્યાંથી મળવાનો હતો—નથી જ મળતો.'

તે દરમ્યાન આભા ચાની ટ્રે લઈને ત્યાં આવતી હતી. આ શબ્દો એના કાને પડયા. એ એકદમ બારણા પાસે જ થંભી ગઈ. એના હાથમાંથી પડું પડું થઈ રહેલી ચાની ટ્રે નિર્મળાએ ઉપાડી લઈ સામેના ટેબલ ઉપર મૂકી અને બોલી : 'આ લો, વિશ્વનો સઘળો સ્નેહરસ અને મધુર સ્વાદ આમાં મિશ્રિત છે; આટલો સ્નેહ કે વાદ બીજાં કોઈનામાં મળશે કે નહિ એ શંકાસ્પદ છે.'

ભોજન પછી આરામ લેવા માટે આગ્રહ પણ પાછો ઠેલી શકાયો નહિ. સભ્યતા સાચવવા જતાં મનની દ્રઢ માન્યતાઓને પણ ઢીલી કરવી પડે છે. ચંચળતાને દબાવી દઈ વૃંદાવને મનમાં જ કંઈક વિચાર કર્યો. 'માત્ર આજનો જ દિવસ. કાલથી ફરી આ તરફ પગ મૂકવો નથી.'

પણ એ એક દિવસનું જ બંધન કેટલું સખ્ત થઈ ગયું હતું—એટલે કે પારકાની ગરદન પરનું ભૂત કેટલું પોતાની ગરદન પર આવી વળગ્યું હતું, એની મિમાંસા કરી જોવાનો એને સમય નહતો.

બપોર પછી નિર્મળા સામે આવી બોલી : 'અમારી સાથે થોડું રમશોને ? રમ્યા પછી જ જવા દઈશું.'

વિરોધ કરવામાં કંઈ વળે તેમ નથી એમ સમજી બન્ને મિત્રોએ નિર્મળાની માગણી માન્ય રાખી. પરંતુ રમત ઉતારીને મૂકયા પછી નિર્મળા કોણ જાણે ક્યાંય અદ્રશ્ય થઈ ગઈ.

હવે ત્રણ જણે રમત ચલાવી. આભા એકલી જ બન્ને સમક્ષ

ઊભી રહી. બન્ને જણને કંઈક સંકોચ થયો અને માથું કપાઈ ગયું હોય તેમ લાગવા માંડ્યું. પરંતુ થોડા જ વખતમાં આભાની યૌવન–વસંતે ઝૂલતી દેહલતાના ફરકવાથી અને એના સુડોળ હાથ ઊંચા–નીચા થવાથી રમતમાં વારંવાર ભૂલો થાય છે એ જાણી એમનો પ્રથમનો સંકોચ ઊડી ગયો. રમતમાં તલ્લીન બનેલી કિશોરીના સહેજ કંપતા ગુલપુષ્પ શા ગુલાબી ઓષ્ટને મુગ્ધ નયને જોવા લાગ્યા. અને એમના હૃદયમાં કોઈ નવીન જ અકથ્ય પ્રવાહ વહેવા લાગ્યો. તેમનું ધ્યાન રમત કરતાં રમનારી તરફ વિશેષ હોવાથી તેમનો નક્કી પરાજય થયો.

નિર્મળા ક્યાંકથી એકાએક દોડી આવી, અને માથા ઉપર ફૂલ વેરતી બોલી: 'એ યાદ રાખજો. હું દાવથી જીતી છું.'

જતી વખતે અમલાએ પુત્રીને એકાંતમાં બોલાવી પૂછ્યું: 'આભા, પુસ્તકો આપ્યાં ને?'

મોં અવળું ફેરવી આભા બોલી: 'એ તો મારી ચોપડીઓ છે, કોઈને શાની આપું?'

અમલાએ પૂછ્યું. 'તારી કેની રીતે?'

આભા બોલી: 'કોઈ માણસ કોઈ ચીજ ફેંકી દે તો પછી જેને જડે તેની જ કહેવાય.'

અમલા ગંભીર બનીને બોલી: 'એમ તે હોય! માલિક એને શોધતો આવે તો એ પાછી આપવી જોઈએ.'

આભા બોલી: 'પણ માલિક ક્યાં શોધવા આવ્યો છે. હું જ એને શોધતી તેની પાસે ગઈ પરંતુ પોતાનાં પુસ્તકો નથી એમ જણાવે છે. તો પછી મારે વારંવાર શા માટે માથાફોડ કરવી?'

અમલા મંદ હાસ્ય કરતાં બોલી. એને બહુ શરમાવ્યો છે હવે એને બહુ શરમાવવાની જરૂર નથી. એનું ભણવાનું બગડશે. એને આપી દે.

નિર્મળા સાથે વાતો કરતાં કરતાં અસીમ આગળ નીકળી ગયો હતો. પણ વૃંદાવન છેલ્લી વિદાય લેવા ઊભો રહ્યો હતો.

આભા તેની પાસે આવી અને બોલી : 'વૃંદાવનબાબુ તમારા પુસ્તકો કાલે આવીને તમે લઈ જજો. મેં ક્યાં મૂક્યાં છે તે આજે મને યાદજ આવતું નથી.'

એ લોકોના ગયા પછી આભા એના પિતા પાસે ગઈ અને બોલી : 'મને થોડા રૂપિયા આપો, બાપા.'

પિતાએ પુત્રીને સહાસ્ય પૂછયું: રૂપિયાને શું કરશો? બહેન!

આભા ધીરેથી બોલી : 'મારી, એક સખીનો બ્રોચ જોવા લીધો હતો તે ખોવાઈ ગયો છે. તેથી...'

'અહો, એમાં શું! હું લાવી આપીશ. તું એની ચિંતા ન કરીશ. હાથમાંની ચોપડીનાં પાનાં ફેરવતાં મિ. પાલિત બોલ્યા.'

આભા સહેજ ગભરાતાં ગભરાતાં બોલી : 'તમે કેવી રીતે લાવી આપશો બાપા! મારી સખીનો જેવો હતો તેવો જ લાવવો જોઈએ. ખોવાઈ ગયો છે; અને હું લાવી આપુ છું એમ જો એ જાણે તો એ લેજ નહિ ને.'

મિ. પાલિત સહાસ્ય બોલ્યો 'એમ! તો તું મારી સાથે જ આવજે. બસ થયું ને.'

આભા ગંભીર સ્વરે બોલી: 'એમ તો બહુ જ મોડું થઈ જાય મારી સખી ક્યારે માગે તે કેમ કરી જાણી શકાય.'

મિ. પાલિતે પુત્રીના વદન પ્રતિ નિહાળતાં કહ્યું: 'મને કંઈ

બહુ વાર નહિ લાગે. મારે એક જરૂરી કામ છે એટલે હું હમણાં જ બહાર નીકળું છું.'

મનમાં હાસ્ય કરતાં આભા બોલીઃ 'ઓહ, એ તો કેમ ફાવે! તમે એમ કરોને બાપા, યુરોપિયન કંપનીઓમાં એક જ ભાવ હોય છે. મને એકલીને જ જવા દોને એમા શું વાંધો છે?'

મિ. પાલિતે આગળ કંઈ પણ બોલ્યા સિવાય આભા તરફ ચાવીઓનો ઝૂમખો ફેંક્યો.

બીજે દિવસે સવારમાં આભા વૃંદાવનની રાહ જોતી બેસી રહી. પરંતુ તેને વૃંદાવન મળ્યો નહિ. વૃંદાવનને મળવાની ઉત્સુકતામાં તે આંધળી બની ગઈ અને આખરે એ એની કૉલેજના દરવાજા પાસે જઈ ઊભી રહી. એણે પ્રવેશદ્વાર તરફ એક બે વાર ડગ ભર્યાં. પણ એ કંઈક સંકોચ પામી, આખરે એણે હિંમત ધરી અંદર પ્રવેશ કર્યો.

લાકડાના કઠેરાવાળા એક ઓરડા આગળ એ આવી ઊભી રહી. ચોતરફથી ક્ષુધિત આંખો એના પ્રતિ તાકી રહી હતી— એને બહુ જ સંકોચ થતો હતો તેથી તે ઓરડાનું કમાડ ઠેલી તેની પાછળ સંતાઈ ગઈ; ઓરડામાં એક ઘરડા સાહેબ બેઠા હતા તે એક ચિત્તે કાંઈક વાંચી રહ્યા હતા. છોકરીને આમ અંદર પ્રવેશ કરતાં દેખી તે ઉત્સુક નયને તેના પ્રતિ નિહાળી રહ્યા.

આભા ધ્રૂજતે પગલે તેમની પાસે ગઈ. અને થોથરાતે સ્વરે બોલીઃ 'મારે વૃંદાવન પાલને ખાનગીમાં મળવું છે, મળી શકાશે?'

સાહેબે સન્માનપૂર્વક તેને અક ખુરશી ઉપર બેસારી, પટાવાળાને બોલાવ્યો અને તેના હાથમાં એક ચિઠ્ઠી લખીને આપી. પ્રિન્સિપાલનું તેડું એટલે સઘળા વિદ્યાર્થીઓના મનમાં ભય અને ચિંતા થયા વિના રહેતાં નથી. વૃંદાવન બહુ જ હિંમતવાળો હતો છતાં તેના

પગ ધ્રૂજતા હતા. ઓરડામાં પેસતાં જ પ્રિન્સિપાલના ગંભીર મોંના બદલે એક બીજા જ સસ્મિત વદનના સ્નેહભર્યા નિમંત્રણે તેને સહેજ વધારે ધ્રૂજારી આવી!

ક્ષણુવારમાં તે સ્વસ્થ બની બોલ્યો: 'તમે અહીં ક્યાંથી?'

એ સમયે આભા એકલી હતી. પ્રિન્સિપાલ એને ત્યાં બેસારીને બહાર ગયા હતા. તેથી વૃંદાવનના પ્રશ્નના જવાબમાં તે બોલી: 'શું કરું! તમે આવ્યા નહિ એટલે મારેજ અહીં આવવું પડ્યું. પુસ્તકો તો તમને પાછાં આપવાં પડે ને!'

વૃંદાવન સહાસ્ય બોલ્યો. 'તમને ભારરૂપ થઈ પડ્યાં કે શું! અહો! લાવો ક્યાં છે?'

આભા ગંભીરવદને બોલી: 'પરાઈ ચીજનો ભાર કોને ન લાગે?'

આભાએ આપેલા બંડલમાં તદ્દન નવાંજ પુસ્તકો જોઈ વૃંદાવન આશ્ચર્યથી આભો બની ગયો ને બોલ્યો: 'આ શું!' આ પુસ્તકો મારાં નહિ. મારાં તો જૂનાં હતાં. આ તો નવાંજ છે ને!

આભા અવળું મોં કરી અસહિષ્ણુ ભાવે બોલી: 'એ વાત હવે કરશોજ નહિ. ધારીલો કે એ પુસ્તકો કોઈએ ભિક્ષામાં માંગી લીધાં છે એના બદલામાં તમે આ નવાં સ્વીકારશો તો મને બહુ જ આનંદ થશે.'

વૃંદાવન અસ્વસ્થ મને બોલ્યો: 'મેં થોડો ઘણો ઉપકાર કર્યો તેના બદલામાં મને આ દાન મળે છે ખરું ને?'

આ સાંભળી આભા કંપી ઊઠી અને બોલી: 'તમે શું મને એટલી નીચ સમજો છો. હું સાંજ પહેલાં તે બધાં પાછા મોકલી આપીશ.' અને તે ક્રોધમાં બહાર ચાલી ગઈ.

થોડીવાર વૃંદાવન સામે પડેલી ચોપડીઓ સામું જોઈ એક ધ્યાનથી ઊભો રહ્યો. અને પછી એકદમ આભાની મોટર પાસે

દોડી જઈ શ્વાસભેર કહ્યું કે: 'આ થોડીક જૂની ચોપડીઓ આપી. મારી ચોપડીઓ પડાવી લેશો તે નહિ બને. રાખવી હોય તો એ રાખજો — નહિ તો ચૂલામાં નાંખજો. આટલા દિવસ, બાપરે, મેં આ ચોપડીઓથી કેટલું દુ:ખ ભોગવ્યું છે! હાથ અડાડવા જતાં તો પાનાં ખરી પડે એનાથી ભણવાનું શી રીતે ફાવે.'

બોલવાનું જેમ તેમ પૂરું કરી તે ત્યાંથી ચાલ્યો ગયો. આભા આ બધું સાંભળી નિ:સ્તબ્ધપણે ઊભી રહી અને એક પણ અક્ષર બોલી શકી નહિ.

: ૯ :

**ચાક**મણિનો ચરખો લઈને વૃદ્ધ હરદયાળ ચુરૂડચુરૂડ ફેરવતો હતો. એટલામાં પુંટી હસતી હસતી ત્યાં આવીને બોલી: 'આ શું કરો છો, દાદા ? ચરખો ફેરવો છો ? પણ રૂ ક્યાં છે ?'

ડોસો ડાબા હાથ ભણી ઈશારત કરીને બોલ્યો: 'અરે! હા! રૂ ક્યારે ખૂટી ગયું, એની તો મને ખબરજ ન રહી, પુંટી ?'

પુંટી ખડખડાટ હસીને બોલી 'સારું થયું કે હું આવી ચડી. જીવ શા વિચારમાં ડૂબી ગયો હતો, દાદા ?'

શૂન્ય નજરે આકાશ ભણી જોઈ ઉદાસ સ્વરે ડોસો બોલ્યો: 'શી ખબર, બેન, તારી બુઢ્ઢી દાદીમાની શોધમાં જીવ ઘૂમતો હશે.'

'ના, ના, હું કહું ક્યાં ઘૂમતો હતો તે ?'

આગ્રહપૂર્વક ડોસો એનો હાથ પકડી લઈ બોલ્યો: 'કહે બેન, જરૂર કહે, મારો જીવ છાનો માનો ક્યાં ભાગી ગયો હતો વારુ ?'

પુંટી ડોક નમાવી બોલી: 'બીજે ક્યાં વળી ? કલકત્તામાં વૃંદાવનભાઈની પાછળજ તો !'

જોરથી જમીનપર હાથ પછાડી ડોસો બોલ્યો : ' બિલકુલ નહિ.'

પુંટી હસીને બોલી : ' તમે ના કહ્યું એટલે હું ખરું માની લઈશ કેમ ! ચોખ્ખું દેખાય છે એ કંઈ નહિ ? '

ઉત્તેજિત સ્વરે ડોસો બોલ્યો : ' તારા જ વિચારમાં જીવ તો ડૂબી ગયો હતો. પણ મારી ચિંતા કરનારો એ કોણ ? પૈસાના બળથી આટ આટલું કરવામાં મારી જ ભૂલ છે. હજાર પ્રયત્ન કરો તો યે પરાયાં કંઈ પોતાનાં થતાં નથી. નજર આગળ હોઈએ ત્યાં લગી દાદા, પછી કાંઈજ નહિ. '

પુંટી ચિંતાતુર અવાજે બોલી : ' આ વખતે જઈને એમણે કાગળ નથી લખ્યો ખરું દાદા ? '

ડોસો ચરખો દૂર ધકેલી ઉગ્ર સ્વરે બોલ્યો: ' શું જરૂર એને કાગળ લખવાની ? કોને લખે, – મને ? હું એના કાગળની વાટ જોઈને બેસી રહ્યો છું ખરોને ? '

પુંટી બોલી: ' તોયે એણે કાગળ લખવો તો જોઈતો હતો. '

મોં વિકૃત કરી ડોસો બોલ્યો: ' હાં, અંગ્રેજના બચ્ચાઓને પાછું એવું ભાન ખરુંને ! એમને પૈસા મળ્યા એટલે એમનું પત્યું. તમે જીવો છો કે મરી ગયાં એ ખબર કાઢવાની કોને પડી છે ! સૌ ગરજનું સગું છે, જરૂર પડે ત્યારે જોજેને, એકને બદલે વીસ કાગળો આવી ઊભા રહેશે. હવે આપું તો ને ? એક ફુટી બદામ પણ જો હવે હાથમાં પરખાવું તો મને કહેજે ! '

' વખતે તબિયત સારી નહિ હોય, દાદા બાકી કદી આવું તો નથી થતું. '

ડોસો ખેદયુક્ત નીરવ વદને પુંટી સામે જોઈ રહ્યો.

પુંટીએ બોલવા માંડયું: 'રસ્તાનીયે હાડમારીઓ ઓછી છે દાદા? નીકળતી વખતે માથું ચઢેલું હતું.'

આગ્રહપૂર્વક ડોસાએ પૂછ્યું: 'માથું ચઢેલું હતું? કયાં, એ વાત તો મને એણે કહી જ નહોતી! હાસ્તો. શું કરવા કહે, હું એને શું લાગું?'

પુંટી ધીર અને નમ્રતાપૂર્વક સમજાવવા લાગી: 'એમણે તમને તે કહ્યું હોત તો શું તમે એમને જવા દેત? વળી આ વખતનું ભણવાનું યે ખૂબ અઘરું છે. એક દિવસ ગેરહાજર રહે તો પાસ થવું ભારે થઈ પડે, હાજરી જોઈને જ પરીક્ષામાં બેસવાની રજા આપે છે. એમ કહેતા હતા.'

ડોસો બોલ્યો: 'તો આવું ભણતર ભણવાનું એને કોણ કહે છે? પોતાનું શરીર જ જો નહિ સચવાય તો ભણતરને શું ઘોઈ પીવાનું? આટલા પૈસા વેર્યા કરું છું તે શા માટે? જોને હું અભણ છું, એથી મારું કંઈ અટકી પડયું છે? પોતાની મિલ્કત પોતે સંભાળી લે કે પત્યું, પરંતુ કહું કોને? સાંભળે ત્યારે ને?'

થોડીવાર ગંભીર થઈને બેસી રહ્યા બાદ ડોસો ઊઠીને ઊભો થયો અને ચાદર ખભે નાખી. પછી જોડા અને લાકડી શોધવા આમતેમ ફાંફાં મારવા માંડયાં. એ જોઈ પુંટીએ બંને ચીજો એમની પાસે લાવી મૂકી અને પૂછ્યું: 'કયાં જવું છે, દાદા?'

ડોસો જોરથી લાકડી ભોંયપર પછાડી બોલ્યો: 'આ અપશુકન કયાં કરાવ્યા! બહાર નીકળતી વખતે પાછું જોવડાવ્યું પુંટી?'

પુંટી હસીને બોલી: 'તમે કયાં પાછું જોયું છે, દાદા? સામે ઊભી રહીને હું વાત કરું છું, એમાં દોષ શાનો? હરી માછી કલકત્તાથી આવ્યો છે એની પાસે જાઓછો ખરુંને?'

ચીડમાં દાંત કચરડી ડોસો બોલ્યો: 'એ ગયો ચૂલામાં! હું તો જાત્રા જોવા જાઉં છું.'

અડધા કલાક બાદ પાછા આવી હાથમાંની લાકડી અને ખભા પરની ચાદર ઉતારી જોરથી ફેંકી દઈ ડોસો ધબ્બ કરતો બારણાના ઉંમરામાં બેસી ગયો. બીકથી આડી નજરે એના મુખ તરફ દૃષ્ટિ રાખી પુંટી થોડીવાર અહીંથી તહીં ને તહીંથી અહીં ફરી. પછી તે ડોસાની પાસે આવી બેસીને પૂછવા લાગી: 'શું સમાચાર લાવ્યા દાદા?'

હવાઈના પલિતાને જાણે અગ્નિ આપ્યો હોય તેમ એકદમ કૂદકો મારી ડોસો બોલ્યો: 'બીજા શા સમાચાર જાણવાના હતા? કોઈનીયે ચિંતા હું કરતો હોઉં તો ખબર કાઢું ને?'

પુંટી ઢળેલી નજરે પળવાર ચૂપ રહી પછી બોલી: 'તો પણ કહો તો ખરા?'

દાંત કચડી ડોસો બોલ્યો: 'ખુશીમાં છે.'

આ શબ્દોમાં કેટકેટલી અંતરની વેદના ભરેલી હતી, એ કેવળ પુંટી જ જાણતી હતી. અને બીજી ખબર હતી, આ સૃષ્ટિના કર્તા અંતર્યામીને.

પળવાર મૂંગી બેસી રહી પુંટી બોલી: 'આપણે જ એમને કાગળ લખીએ તો શું વાંધો છે દાદા?'

ડોસો આગભરેલી આંખે એની સામે જોઈને બોલ્યો: 'શું બોલી? હું પહેલો કાગળ લખું? શા સારું? એટલી મારે શી એની સાડાબારી છે વારુ? આ વખતે રૂપિયા માગશે તો ઝાડુ નહિ લગાવું?'

એટલામાં બહારથી ટપાલવાળાએ બૂમ પાડી ' કાગળ લઈ જજો.'

પુંટીના આખા શરીરમાં એક પ્રકારના આનંદનાં મોજાં ફરી વળ્યાં. ઉતાવળે તે દોડતી ગઈ, ને આવતાં વેંતજ બોલી: ' જુઓ, આ કાગળ આવ્યો દાદા ! '

ડોસો બારણામાંથીજ ચીસ પાડી બોલી ઊઠ્યો: ' ખબરદાર પુંટી, ફેંકી દે, એ કાગળ મારી પાસે લાવીશ નહિ. '

પુંટી નજીક આવી મીઠામધુર અવાજે બોલી: ' આટલા ગુસ્સે શા માટે થઈ જાઓ છો દાદા ? કંઈ કારણ આવી પડે તો કોઈ વાર કાગળ નયે લખાય, વાંચો તો ખરા ! '

વાઘની પેઠે છલંગ મારી પુંટીના હાથમાંથી કાગળ ઝૂંટવી લઈ ડોસાએ તેના ટુકડે ટુકડા કરી ફેંકી દીધા અને પછી બોલ્યો: ' આ લે, થયું ? કાગળ લખનારા ન દીઠા હોય તો વળી ? '

દુ:ખી હૃદયે પુંટી થોડીવાર પડેલા ટુકડાઓની સામે જોઈ રહી. પછી એક ઊંડો નિશ્વાસ નાખી ધીરેધીરે ત્યાંથી ચાલી ગઈ.

અડધા કલાક બાદ કંઈક કામે પુંટી ત્યાં પાછી આવીને જુએ છે તો ડોસો બેધ્યાન પણે ફાટેલા કાગળના ટુકડાઓ ભેગા કરવાનો પ્રયાસ કરી રહ્યો હતો.

પાસે આવી પુંટી મીઠું મધુર હસીને બોલી: ' ખરો તમારો ગુસ્સો છે હોં, દાદા ? તે વખતે કાગળ ફાડીને ફેંકી દીધો, ને હવે આટલા બધા દુ:ખી થઈ રહ્યા છો ! '

જરા મૂંઝાઈને ડોસો બોલ્યો: ' ખરેખર એવું જ થયું. નીકળતી

વખતે પેલા નિસાસા કોણે નાખ્યા હતા વારુ? જોઉં, જો તારે વિષે કંઈ લખ્યું હોય તો, બાકી મારે તો શું છે હવે?'

લજ્જાથી લાલ થયેલું મોં નીચું ઢાળી દઈ પુંટી બોલી: 'જાઓ! તમારે કંઈ નહિ કેવી વાત કરો છો?'

અને બીજી જ પળે પ્રેમથી પ્રફુલ્લ મુખ ઊંચું કરી તે બોલી: 'વારુ, ગમે તેને વિષે લખ્યું હોય, પણ તમને ખબર તો મોકલ્યા છે ને! ટુકડા ભેગા કરીને કંઈ જાણવા જેવું મળ્યું કે મહેનત માથે પડી!'

દ્રષ્ટિ ટુકડાઓ પર સ્થિર રાખી ડોસો ઉત્તેજિત સ્વરે બોલ્યો: 'આ જો, હું કહું છું તેવું જ છે. રૂપિયાની જરૂર પડી છે. એટલે દાદો યાદ આવ્યો! મારે ઘેર જાણે ભાઈ રૂપિયાનાં ઝાડ વાવીને ગયા છે; હલાવો કે રૂપિયા જ રૂપિયા ખરવા માંડે.'

થોડીવાર બેસી રહ્યા પછી પુંટીએ કંઈપણ બોલ્યા વગર ધીરેધીરે ત્યાંથી જવા માંડ્યું. ડોસો ઝડપથી એની પાસે જઈ એનો હાથ પકડી ઉમરા ઉપર જ તેને બેસાડી દઈ બોલ્યો: 'મારું બોલવું તને જરાયે ન ગમ્યું ખરું ને? તારા મત પ્રમાણે હજી વધુ રૂપિયા મારે પાણીમાં નાખવા જ જોઈએ ખરું ને?'

પુંટી મ્લાન મુખે બોલી: 'હું ક્યાં કંઈ બોલી છું તે? તમને સારું લાગે તે કરોને, હું એમાં શું જાણું?'

ડોસો બોલ્યો: 'પણ મનમાં તું બીજું જ બોલી રહી છે! આ વખતે મોકલો. ભૂલ થાય તો શું થયું એની માફી નથી અપાતી કંઈ?'

'ગમે તેમ પણ એ પરદેશ છે, બાળક છે, ન સમજે તો શું થઈ ગયું? હજી ક્યાં પાકી ઉમર થઈ છે? આવું તારા મનમાં છે ખરું ને? પણ હું નહિ આપું. એક ફુટી બદામે એને હવે નથી મોકલવાનો, માટે તારે કરવો હોય એટલો ગુસ્સો કરી લેજે. હું શું કરવા આપું? મને તો ખાધેપીધે ઉંઘ આવતી નથી! એટલે એને ને મારે શું કે હું એની આમ ચિંતા કરી કરી મરું!'

પળવાર નીચું મોં ઘાલી બેસી રહી એકાએક ગંભીર સ્વરે પુંટી બોલી ઉઠી: 'ભલે રૂપિયા ન આપવા હોય તો લખી દો કે હવે તારું કલકત્તાનું ખરચ મારાથી ઉપાડી શકાય તેમ નથી. તને ફાવે તો ટ્યુશન કરી ભણજે, નહિ તો ઘેર પાછો આવતો રહેજે. એને માટે મને બાળો છો શું કામ!'

પુંટીના મોં આગળ હાથનો ચાળો કરી કઠોર સ્વરે ડોસો બોલ્યો: 'વાહ, રીસમાં પીગળી ગયાં! તારે લખવો હોય તો તું લખજે. મારે એવી કંઈ ગરજ નથી. કાગળ નથી લખવાનો ને પૈસા પણ નથી મોકલવાનો. જોઉં છું તું શું કરી નાખે છે વારું?'

એકદમ ઉભી થતાં પુંટી બોલી: 'બહુ સારું! હું છિદામભાઈની પાસે કાગળ લખાવીશ.'

એકદમ ઉશ્કેરાટમાં ડોસો વચ્ચે જ બોલી ઉઠ્યો: 'જો પુંટી આવતી કાલે તું જ મારા ઘરની વહુ થવાની છે, તારી ઉમર કંઈ છેક નાની નથી. જેને તેને ઘેર રખડવાનું નથી, એ સાફ કહી દઉં છું.'

પુંટી પાછી આવી ઉમરા પર બેસીને બોલી: 'ભલે નહિ જાઉં. પરંતુ હું બોલું તેમ તમારે કાગળ લખી આપવો પડશે.'

આવી પડેલી આફતમાંથી જેમ તેમ છૂટકો થતાં હાશ કરી ડોસો બોલ્યો : 'લખી આપીશ રાત્રે ખાઈ પરવાર્યાં પછી કહેજે, જેમ તું લખાવીશ તેમ લખી આપીશ.'

પળવાર નીરવ રહી ઉદાસ મનથી ડોસો બોલી ઉઠયો : 'ઘરડો થયો, ને કેટલાંયને ગળે ભારરૂપ બની જીવું છું, હવે આવું ક્યાં લગી? થાય છે કે લાવ વૃંદાવનચંદ્રના ચરણકમળમાં બધું સમર્પણ કરી દઈ કામકાજની જંજાળ છોડી નિરાંતે બેસું. પરંતુ એવી મડાગાંઠ વળેલી છે કે કંઈ થતું નથી; અડધે રસ્તેથી રાધારાણીએ પણ પાછો કાઢયો. તેથી કહું છું કે મનની એ ગાંઠ કાપી નાખ્યા વગર ઈશ્વરે સ્વીકાર નહિ કરે.'

રાત્રે જમી કરીને એક કાગળ લાવી ડોસાની આગળ મૂકી પુંટી બોલી: 'લો દાદા લખી આપો.'

આળસમરડી ડોસો બોલ્યો: 'આજે મારું શરીર ઠીક નથી, બેન, તને કાલે લખી આપીશ.'

આ શબ્દોની અંદર કેટલી કેટલી વેદનાનો ભાર બહાર નીકળી આવે છે, એ સમજી લઈ પુંટી આગળ બોલી નહિ. એ ગૂપચૂપ ડોસાના પગની આગળ પાલવ પાથરી સૂઈ ગઈ.

સ્નેહને લાડથી પુંટીના માથાપર હાથ ફેરવતાં ફેરવતાં હરદયાળે પૂછયું: 'અહીં કેમ સૂઈ ગઈ, પુંટી?'

પડખું ફરી સૂઈ જઈ, આંખો બંધ કરતાં પુંટી બોલી: 'કંઈ નહિ, દાદા, આજે અહીં જ પડીરહું એમ વિચાર થયો છે.'

ડોસો સ્નેહથી બોલ્યો: 'મા ચિંતા કરશે, બેન!'

ઝડપ ઉભી થઈ જઈ પુંટી બોલી: 'હું આવી જાઉં તો જ તમને નિરાંત થાય, ખરુંને, દાદા?'

વિસ્મયથી એના મોં સામે જોઈ ડોસો બોલ્યો: 'એ શું બોલી પુંટી?'

પુંટી આંખો પરથી હાથ ખેંચી લઈ બોલી: 'એવું નહિ તો! એક તરફ એક જણને દૂર અજાણ્યા દેશમાં ધકેલી દઈ નિરાંતે બેઠા છો. એની ખરચી બંધ કરી; આજે એને ઊંડા પાણીમાં વહેતો કર્યો છે. અને આ તરફ હું અભાગણી ઘરમાં પગ ન દઉં એવી ગોઠવણ કરી રહ્યા છો. બસ, પછી હાથપગ લાંબા કરી ભગવાનનું નામ લેવાશે. અમે જ જાણે એમનું મોં શીવી લીધું ન હોય!'

ડોસો શાંત પણ મ્લાન સ્વરે માથું ખંજવાળતો બોલ્યો: 'એવું ક્યાં કરું છું, બેન? હું તો કહું છું કે મા ફિકર કરશે.'

પુંટી ગર્વથી બોલી: 'શું કરવા કરે? અહીં હું વગડામાં પડી છું ખરીને કે ચિંતા કરી મરશે? એકલી શું એ કદી રહેતી નથી? કેટલીયે રાતો મેં તમારા પગમાં આવી રીતે સૂઈને કાઢી છે, છતાં ખબર કાઢવા આવી છે એ કોઈ દહાડો પણ?'

ડોસો પુંટીનું મસ્તક પોતાના ખોળામાં ખેંચી લઈ બોલ્યો: 'ગુસ્સો ન કરીશ, બેન, બુઢ્ઢો થયો છું, અને બુઢ્ઢા માણસના મિજાજનું કંઈ ઠેકાણું હોય છે?'

થોડા દિવસ શાંતિમાં વીતી ગયા. ડોસાએ વૃંદાવન સંબંધી કંઈજ વાત કાઢી નહિ. અને પુંટીને પણ કંઈ પૂછવાની જરૂર લાગી નહિ.

પણ ઓચિંતી એક દિવસ મનિઓર્ડરની પહોંચ આવેલી, તે જોઈને પુંટી હસીને બોલી: 'દાદા, કહેતા હતા ને કે રૂપિયા નહિ જ મોકલું! પણ પાછા મોકલ્યા તો ખરા!'

જોરથી હસીને ડોસો બોલ્યો: 'માળો, એ ઘરમાં એવો સિપાઈ મૂકીને ગયો છે કે એને પહોંચી શકાતું નથી, નહિ તો હું હમણાં જ બંધ કરી દઉં, બહેન! બાકી એની તે શી મગદૂર છે! એનું ખાવા પીવાનુંયે ચટ બંધ થઈ જાય.'

: ૧૦ :

એકંદરે અસીમ કંઈ બહુ ખરાબ છોકરો ન હતો. ધૂન આવી જવાથી વૃંદાવને કરેલું કાર્ય પોતાને શિર ખેંચી લઈ પોતાની સુ-કીર્તિનો ઢોલ પીટવા એ બેસી ગયો હતો. પરંતુ એ કાર્ય વૃંદાવને કરેલું હતું. એની એને કશીજ ખબર ન હતી. ખબર હોત તો એ એવું કદાચ ન કરત! પોતે નિરંકુશ જીભ ઉપર અંકુશ ન મૂકી શક્યો, તે ખાતર વૃંદાવન વગેરે છાત્રાલયના તમામ સોબતીઓની પેઠે એને પોતાને પણ દિલમાં એક ઊંડી વેદના થઈ હતી. આથી જાણી જોઈને જ તે મિ. પાલિતને ઘેર ગુનેહગારના રૂપમાં આવી હાજર થયો હતો.

તે દિવસે અમલાના મધુર સ્નેહનો સ્વાદ ચાખીને તૃપ્ત દિલે પાછા ફર્યા પછી, દરરોજ તેનો જીવ તે તરફ ખેંચાયા કરતો. અનેક તર્કવિતર્કના વાવંટોળિયાની સાથે લડાલડી કરી. અનેક ભમરીમાં સતત્ ચકરીઓ ખાધા પછી, તે આજે બહાર નીકળી પડ્યો હતો. ઘરમાંથી બહાર નીકળતાં પહેલાં તો કેટલીયે વાર એણે પહેરેલાં કપડાં કાઢી નાંખ્યાં હતાં. છેવટે જવું ન જવું એની ખેંચાખેંચમાં જવું એ જ મહત્વનું થઈ પડ્યું.

બહાર નીકળતી વખતે સાથે વૃંદાવનને પણ લઈ જવાની ખૂબ પ્રબળ ઈચ્છા થઈ આવવાથી તે એક વખત તેની ઓરડી તરફ ગયો હતો. પરંતુ બીજી જ પળે કોણ જાણે કેમ શું ધારીને દાદર ઉતરીને તે ઝટપટ ચાલ્યો ગયો હતો.

મિ. પાલિતના ઘર આગળ આવતાં અસીમે નોકર પાસેથી સમાચાર સાંભળ્યા કે શેઠ શેઠાણીની સાથે બહાર ફરવા ગયા છે. પરંતુ આભાબેન ઘરમાં છે.

એક અસ્પષ્ટ આનંદના પ્રવાહમાં અસીમનું હૃદય થનગની ઊઠયું, બીજીજ પળે શી ખબર શું વિચાર કરીને તેણે મોં ફેરવી નાસી જવાની ઈચ્છા કરી. પરંતુ માણસ દૈવાધીન છે. કોઈ અણજાણ શક્તિના ઈશારે તેના તમામ સંકલ્પો ઉડી જાય છે.

આનંદની પ્રતિમા જેવી નિર્મળા એક અતિ ઉજ્જવળ હાસ્યનો તરંગ પ્રકટાવતી તેની પાસે આવી અને બોલી : 'આ શું? ચોરની પેઠે કેમ ભાગી જાઓ છો, અસીમબાબુ? અતિથિ બારણે આવીને જતો રહે તો ગૃહસ્થનું અનિષ્ટ થાય એ ખબર છે? ચાલો, ચાલો, પાછા આવો?'

અસીમબાબુ માથે હાથ ફેરવતો બોલ્યો : 'કોઈ લોકો ઘરમાં નથી એમ સાંભળ્યું, એટલે પાછો જતો હતો?'

નિર્મળા આનંદની સાથે કાંઈ બોલવા જતી હતી, પણ તેણે એકાએક મોઢે રૂમાલ દાબી દીધો. અને પછી ખૂબ સભ્યતાથી બોલી: 'કેમ, શું આભાને અતિથિનો સત્કાર કરતાં નથી આવડતું કે?'

જરા મજાક કરવાના ઈરાદાથી અસીમ બોલ્યો: 'શી ખબર કદાચ નયે આવડતું હોય. બિન અનુભવી માણસ એટલે શંકા તો થાય જ ને!'

હોઠ દાબી હસવું રોકી રાખી નિર્મળા અમસ્તો ખોટો ક્રોધ કરી બોલી: 'મારી સખીના નામ પર આવું કલંક હિંમતથી તમો ચડાવો છો તો તે બદલ હું તમોને તેની હાલ જ શિક્ષા કરું છું.' આમ કહી ઝટ દઈને એણે અસીમનો એક હાથ જોરથી પકડી કહ્યું. 'એક સુંદર સુશિક્ષિત સદાચારી બાળાના નામે ખોટો આક્ષેપ કરવાના ગુન્હાસર હું તમને ગિરફતાર કરું છું. ચાલો!'

અસીમ બોલ્યો: 'ક્યાં જવાનું છે વારુ?'

નિર્મળા ગંભીર સ્વરે બોલી: 'આરોપીએ એવો પ્રશ્ન પૂછવો વ્યાજબી નથી. તેમ કહી તે તેનો હાથ ઝાલી એક ઓરડા તરફ ખેંચી ચાલી.

બન્નેને ઓરડામાં પ્રવેશ કરતાં જોઈ આભા હસીને આગળ આવી. કદાચ તેની નજર આ બંન્નેની પાછળ કોઇક ત્રીજી વ્યક્તિની પ્રતિક્ષા કરી રહી હતી, પરંતુ તે ન દેખાવાથી થોડીવાર તે નિરાશ ભાવે નીચું જોઈ રહી પછી તેણે નિરાશા છૂપાવી પ્રફુલ્લ મુખે આવકાર આપ્યો: 'આવો, સમાચાર તો સારા છે ને?'

નિર્મળા ગંભીર અવાજે બોલી: 'ઠેરો! તેઓ બારણેથી પાછા નાસી જતા હતા, એની પહેલી સજા કરો પછી બીજી વાત.'

આભા જરા હસીને બોલી: 'એટલે તું પકડી લાવી ખરું?'

નિર્મળા બોલી: 'નહિ તો આવત ખરા!"

આભા ઉજ્જવળ નજરે જોઈને બોલી: 'તો તો સિપાઈ ખરો વફાદાર છે. તમારો શો મત છે, અસીમબાબુ!'

નિર્મળા હાથ લાંબો કરી બોલી: 'માત્ર મોઢાના શબ્દોથી નહિ ચાલે, ઇનામ આપવું પડશે.'

આભાએ આસ્તેથી કોઈ ન જુએ તેમ એને એક ચૂંટી ખણી.

નિર્મળા હસીને બોલી: 'ઠીક ભાઈ, ભલુ કરવા જતાં આવું ઈનામ મળ્યું, જેવા શેઠ, એવું જ એમનું ઈનામ. પણ હવે આમને શી સજા કરવી છે?'

'એ તો હું પોતેજ નક્કી કરી લઉં છું!'

આમ બોલી અસીમે પોતાના ગજવામાંથી એક સુંદર ડબી બહાર કાઢી. તે જોતાં જ આભાના આખા વદન ઉપર કઠોરતા છવાઈ ગઈ; નિર્મળાની ચકોર દૃષ્ટિથી એ છૂપું રહ્યું નહિ. વખતે અસીમ ભોંઠો પડે એ બીકે તેણે એ ડબી પોતાના હાથમાં ખૂંચવી લીધી અને તે ઉઘાડી નાખી.

અંદર એક સુંદર એરિંગની જોડ ચમકતી હતી. ઝટપટ એમાંનું એક એરિંગ બહાર કાઢતાં તે બોલી: 'વાહ! છે તો સુંદર. પણ એ હું જ લઈ લઉં છું!'

અસીમે પણ આભાનો એ બદલાતો ભાવ જોઈ લીધો હતો! ભારે આશા રાખીને તે આવ્યો હતો. તેથી તેને બહુ ખેદ થયો. નિર્મળાના શબ્દોના જવાબમાં તે ભમઅવાજે બોલ્યો: 'ભલે લઈ લ્યો.'

નિર્મળા ટાણો મારી બોલી: 'બીજા કોઈએ આ ભેટ લીધી હોત તો તમે ખુશી થાત, પણ મેં લીધી એટલે તમે પૂરેપૂરા ખુશી ન થયા, એની મને ખબર છે.'

અસીમ કડવો ઘૂંટડો ગળી ગયો, અને બોલ્યો: 'ના, ના, એવું તે હોય વળી! હું તો કોઈને યે આપવાનું નક્કી કરીને લાવ્યો નથી.'

પોતાની રીતભાતથી આભા લજ્જિત થઈ ગઈ હતી. આ સંબંધમાં વધારે વાત ચલાવ્યા વગર તે એકદમ ઉતાવળે બોલી ઊઠી: 'અરે! કેવી ભૂલ થઈ ગઈ! ક્યારના તે આવ્યા છે, તેમનું ગળું તરસે સૂકાઈ જતું હશે એ ખ્યાલ આવ્યો જ નહિ.'

આમ કહી જવાબની રાહ જોયા વગર એ બહાર ચાલી ગઈ.

નિર્મળાએ અસીમને કહ્યું: એક જ દિવસના પરિચય પરથી તમે ભેટ લઈ આવ્યા એ સારું નથી, અસીમબાબુ એ ભેટ પાછી લઈ જાઓ.'

અસીમ હાથ ઊંચો કરી કંઈક બોલવા જતો હતો પણ તેનાથી બોલાયું નહિ. આભાએ ટ્રે લઈ ઓરડામાં પ્રવેશ કર્યો. હાથમાંની ટ્રે નીચે મૂકી તે ધીરેથી બોલી: 'ચા તૈયાર જ હતી ભાઈ, કારણ મા હમણાં જ પીને બહાર ગઈ છે.'

બોલ્યા ચાલ્યા વગર ટેબલની બાજુએથી એરિંગની દાબડી અસીમના ખોળામાં ફેંકી નિર્મળા બોલી: 'વૃંદાવનબાબુ મજામાં છે ને? એ કેમ આવ્યા નહિ વારુ?'

આભાના વદન પર વીજળીની અસર થઈ ગઈ. એ એટલી સૂક્ષ્મ હતી કે અસીમ ચકોર દ્રષ્ટિએ તે પકડવા ગયો પણ સફળ ન થયો.

નીચું મોં કરી અસીમ બોલ્યો : 'મજામાં જ છે!' પણ એ રહ્યા ધૂની માણસ એટલે કેમ ન આવ્યા તે કહેવું મુશ્કેલ છે.'

નિર્મળા બોલી : 'ગમે તેમ, પણ તમારા મિત્રની ઓળખાણ તો સારી રીતે આપી.'

અસીમ બોલ્યો : 'જૂઠું બોલીને તમારા કાનને તસ્દી આપું

છું એવું માનશો નહિ. સાચું કહું છું કે એના મનનો પાર પામવો મુશ્કેલ છે.'

આભાના નીચે નમેલા મોં ભણી જોઈ નિર્મળા બોલી: 'એમ શા ઉપરથી કહો છો!'

અસીમ ગંભીર સ્વરે બોલ્યો : 'આ જુઓને, ગરીબ ઉપર કંઈ ઉપકાર થશે સમજીને, એણે કેટલીક ફાટેલી તૂટેલી ચોપડીઓ નવીની કિંમત આપી ખરીદી-'

આભા એકાએક મોં ઊંચું કરી ઉત્સુક ભાવે પૂછવા લાગી: 'બરોબર ગરીબ છે?'

અસીમ બોલ્યો: 'કોણ જાણે? પણ વરસ દિવસ પહેલાં, એક છોકરો છાત્રાલયના દરવાજા આગળ આવી કેટલીક ચોપડીઓ ખરીદવા સૌને આગ્રહ કરતો હતો. ફાટેલી ચોપડીઓ જોઇ કોઈ એની પાસેથી ખરીદવા ઇચ્છતું નહોતું. વૃંદાવન એટલામાં ત્યાં આવ્યો અને દાદર ચડતાં ચડતાં એણે પાછળ ફરી છોકરા સામું જોઈ પૂછ્યું : 'આ ચોપડીઓ વેચી તારે શું કામ છે ભાઈ?'

નિર્મળા ચાનો કપ નીચે મૂકી બોલી : 'ખરેખર આતો નોવેલ જેવું લાગે છે. પછી શું થયું?'

અસીમ બોલ્યો : 'એવું જ છે. પછી શું બન્યું તે જ કહું છું.'

પેલા છોકરાએ કહ્યું : 'મારા બાપની દવા કરવાના પૈસા નથી, એટલે આ પુસ્તકો વેચવા નીકળ્યો છું.'

વૃંદાવને પોતાના ગજવામાંથી એક નોટ બહાર કાઢી એને આપવા

માંડી. છોકરો માથું ઊંચું કરી ગર્વથી બોલ્યો : 'માફ કરજો સાહેબ અમે ગરીબ છીએ પણ ભિખારી તો નથી જ.'

નિર્મળા આશ્ચર્યથી બોલી : 'કેવી નવાઈ ભરી વાત !'

અસીમ ઉત્સાહમાં આવી બોલ્યો : 'નવાઈ તો હજી હવે આવે છે. અમે કેટલાક જણ ત્યાં ઊભા હતા. ને છોકરા સામું કુતૂહલતાથી જોઈ રહ્યા હતા; પણ વૃંદાવનને તો તેમાં કાંઈ નવાઈ પામવા જેવું જણાયું નહિ. હસતાં હસતાં એણે છોકરાના હાથમાંથી બધી ચોપડીઓ લઈ લીધી, અને નવી ચોપડીઓના હિસાબે તેની પૂરી કિંમત આપી. એ છોકરાના ગયા પછી કોઈ કોઈ બોલ્યા : 'અરે વૃંદાવનબાબુ, તમારો ઉત્કર્ષ કેવી રીતે થશે ? આવા બુદ્ધિહિન કામથી તમને તો નુકસાન થાય છે જ પણ વધુમાં અમારા મગજમાં ફટકો લાગી અમારા ભવિષ્યની ખરાબીનો માર્ગ તૈયાર થાય છે.'

'અને એણે શો જવાબ દીધો તે જાણો છો ? એ કહે : 'ગભરાશો નહિ, એ બીજીવાર છેતરવા નહિ આવે; તમે નિશ્ચિંત રહેજો. અને હું આમાં કંઈ છેતરાયો નથી; જે કીમતી નોટ મારા ખિસ્સામાં રહી છે. એ લક્ષમાં લ્યો તો મને નુકસાન શું વારું ?"

આભા આતુર મને સાંભળી રહી હતી, કોણ જાણે કેમ આ વખતે તેનું માથું આપોઆપ જ નીચે ઢળી ગયું.

નિર્મળા નિઃશ્વાસ પૂર્વક બોલી: 'અજબ માણસ લાગે છે !'

અસીમ બોલ્યો: 'હજીએ અજબ વાત સાંભળવી હોય તો કહું. આજ સુધી વૃંદાવન આ ચોપડીઓને અમૂલ્ય રત્નની પેઠે સાચવતો. રોજ કેટલી કાળજીપૂર્વક એનાં પાનાં ધીરેથી ઉથલાવતો, અને વાંચી રહ્યા પછી સાચવીને પેટીમાં મૂકી રાખતો, પણ હાલ કેટલાક દિવસથી જોઉં છું તો એ ચોપડીઓનો પત્તો જ નથી. એને બદલે કેટલીક સુંદર ચમકદાર નવી ચોપડીઓ લાવ્યો છે. પૂછવા જતાં હસીને કહે:

'વાહ! એ બધી ફાટેલી તૂટેલી ચોપડીઓથી કંઈ ભણવાનું ફાવે? એમાં પૂરાં પાનાં જ નહિ અને પૂરું વંચાય પણ શી રીતે? આજે નવી ચોપડીઓ લઈ આવ્યો એટલે હવેથી નિરાંતે વંચાશે.'

એકાએક આભાએ મોં ઊંચું કરી જોયું; તેના વદન પર થઈને તે વખતે કૃતજ્ઞતાના અશ્રુબિન્દુ ટપકી પડયાં.

નિર્મળા સ્તબ્ધ બની જઈ એની સામે જોઈ બોલી: 'તને વળી આ શું થયું આભા!'

આભા આંખો લૂછતી બોલી: 'કંઈ નહિ! આંખમાં કંઈક કચરું પડયું લાગે છે.'

નિર્મળાએ ખૂબ લાડથી પૂછયું, પણ એ 'કંઈક' નો પત્તો ન લાગ્યો.

: ૧૧ :

એક મોટી માછલી હાથમાં પકડી દુકાનેથી પાછા આવી, તે બારણામાં ફેંકી વૃદ્ધ હરદયાળે બૂમ મારીઃ 'પુંટી એ પુંટી! ક્યાં મુઆં બધાં?'

અડધો ઘૂમટો ખેંચી પુંટીની મા થાકમણિ બહાર આવીને બોલીઃ 'માછલી શું કરવી છે? શીદ લઈ આવ્યા?'

ડોસો ચકીત બની તેની સામે થોડીવાર જોઈ રહ્યો, પછી બોલ્યોઃ 'વાહ આજ બેસતું વરસ ને ન લાવું? આ શું બોલે છે તું?'

થાકમણિ નીચું મોં કરી બોલીઃ 'વૃંદાવન ઘેર નથી, એટલે ન લાવ્યા હોત તો ચાલત કોણ ખાનારું છે?'

વૃદ્ધ હસીને બોલ્યોઃ 'એ ઘેર નથી એથી શું થઈ ગયું! આ ગામડાની બજારમાં કંઈ બારે ને બત્રિસે દહાડા જોઈએ તે ઓછું મળી શકે છે? વરસમાં એક દહાડો ઘરમાં વાર તહેવાર તો સમજવો જોઈએ!'

ક્યાંકથી પુંટી દોડી આવી બોલીઃ 'દાદા, કેવી સરસ માછલી! અને ઇંડાં થયાં છે દાદા?'

ડોસો હસીને બોલ્યો: 'મને તે કંઈ જોષ જોતાં આવડે છે બેન ! જો તો ખરી આ છોકરીને કેટલો બધો આનંદ થાય છે. અને તું તો ઘરમાં કંઈ લાવવાની જ ના પાડે છે.'

થાકમણિ મૃદુ અવાજે બોલી: 'એક છોકરી છે, એને માટે આવડી મોટી માછલી લાવવાની શી જરૂર હતી, એમ હું તો કહું છું.'

વૃદ્ધ જરા તપીને બોલ્યો: 'કેમ, એ છે અને હું છું. પછી એક માછલી તો લાવવી જ જોઈએ ને ?'

હસીને પુંટીની મા બોલી: 'તમે તો હવિષ્યાન્ન ખાઈને જ રહો છો, માછલી ખાવાના છો વળી ?'

વૃંદાવન કલકત્તા ગયો ત્યારથી વૃદ્ધે સારું ખાવાનું લગભગ તજી દીધું હતું. પોતે હવિષ્યાન્ન ખાતો, અને પુંટીને માટે કંઈક થોડુંઘણું લાવી દેતો, પરંતુ એય રોજ નહિ—કોક દહાડો.

પુંટી આ સાંભળી હસી પડી ને બોલી: 'એમાં શું થઈ ગયું ? દાદા કંઈ વિધવા બામણી તો નથીને કે માછલી ખાવાથી નરકમાં પડે ?'

પણ એકાએક પુંટી વળી ગૃહિણીની પેઠે ગંભીર બની જઈ બોલી: 'છટ પણ એટલા માટે ખાય ખરા ?'

એની ગરદન પકડી એને હલાવતી થાકમણિ બોલી: 'બસકર, અભાગણી ! તારે એ પંચાતમાં પડવાની શી જરૂર !'

વૃદ્ધે બળ કરી પુંટીને છોડાવી દીધી, પછી ગુસ્સાભર્યા અવાજે બોલ્યો: 'તારે શું કહેવું છે એ કહે તો ! આવડી નખ જેવડી છોકરી ને આમ કરીને તું મારી નાખે છે ! કહે, એણે બિચારીએ શું ખાધું ને શું પહેર્યું ઓઢ્યું છે ?'

થાકમણિ બોલી: ‘લાડમાં ને લાડમાં જ તમે એને માથે ચઢાવી છે. પણ પારકે ઘેર મોકલવી પડશે, એનો કંઈ ખ્યાલ છે કે નહિ?’

વૃદ્ધ ઘાંટો પાડી બોલ્યો: ‘એ વખતે હું જોઈ લઈશ. ખબરદાર કહી દઉં છું, આજ પછી એના પર હાથ ઉગામ્યો છે તો કોઈ દહાડો!’

થાકમણિ આગળ કંઈ પણ બોલ્યા વગર માછલી કાપવાનું લઈને બેસી ગઈ.

થોડીવાર શાન્ત રહી વૃદ્ધ બોલ્યો: ‘કઈ હિંમતે હું તે કંઈ કામ કરું! કોણ સાંભળે છે! પહેલી માછલી ઘરમાં આવે ત્યારે જરા તેલ અને સિંદૂર લગાવવું પડે, એનું કોઈને ભાન છે! આવડે છે માત્ર છોકરીને મારતાં. પોતાને કામકાજની ગતાગમ જ ક્યાં છે? પછી છોકરી તે ક્યાંથી શીખવાની હતી! જો તને કહી દઉં છું કે આમ કાપી ચૂંથીને બગાડી નાખીશ તો હું ભાણામાં નહિ લઉં.’

થાકમણિ બોલી: (ઘરમાં વહુ હોય તેણે આવું બધું તો કરવું પડે, તે સિવાય તો સૌ...’

વચમાં જ વૃદ્ધ બોલી ઊઠચો: ‘ઓહો! શું બોલી? આ પુંટી વહુ નથી થવાની? જો આ મહિનામાં જ મૂરત જોવડાવું છું. જોઉં છું પછી કેમ નથી બનતું વારુ!’

થાકમણિ છરી ફેંકી દઈ ત્યાંથી જતી રહી. વૃદ્ધ ધીરેધીરે ઊઠચો ને બોલ્યો: ‘હું જાણતો જ હતો કે ખૂબ ઉત્સાહપૂર્વક આ લાવ્યો છું, એટલે ઘરમાં લડાઈ થવાની. મારે જ છેવટે સમારવા બેસવું પડશે એમ લાગે છે. બેન, જરા તેલ સિંદૂર લાવ. હું એટલામાં બે ચાર દાભની સળીઓ લઈ આવું છું.’

તેલ સિંદૂર વગેરેથી ડોસાએ માછલીની પૂજા કરી. પછી તે માછલી સમારવા લાગ્યો. છરી ઉપર માછલી રાખી ઊંધી બાજુએ માંસ કાઢવાની, નિષ્ફળ કોશિશ ડોસો કરતો હતો તે જોઈને પુંટી હસી પડી: ‘આમ તે કંઈ થાય! આ શું કર્યું! લાવો તમને નહિ આવડે, લાવો, મારી પાસે...’

વૃદ્ધ બોલ્યો: ‘શું કરું હવે? સૌ મારા પર ગુસ્સે થઈ જાય છે, પણ કોઈ એમ સમજતું નથી કે મારે કેટલું હેરાન થવું પડે છે! પોતાનું બધું ખોઈ બેસી, પરાયાંમાં માળો બાંધી બેઠો એટલે પછી...’

‘વૃદ્ધના શબ્દો પૂરા થતા પહેલાં તો થાકમણિ ઘરમાંથી બહાર આવી બોલી: ‘ઉભા થાવ.’

આનંદથી ડોસો બોલ્યો: ‘હાશ, નિરાંત થઈ, ખરું ને પુંટી! આ તે કંઈ પુરુષનું કામ કહેવાય? જરાવાર થઈ હોત ને તો હાથ જ કાપી બેસત મારો.’

*

પુંટીને જમવા બેસાડી. વૃદ્ધ આશ્ચર્યપૂર્વક તેની સામે જોઈ પાસે બેઠો હતો. પુંટી જરા શરમાતી હસી બોલી: ‘તમારે ખાવું નહિ પડે, હોં દાદા, મારા મોં સામે જોઈ રહેશો એટલે તમારું પેટ ભરાઈ જશે!’

વૃદ્ધ માથું હલાવી બોલ્યો: ‘હાસ્તો બેન, ખાવાની મઝા લેવામાં તો આટલી ઉમર કાઢી. આજે માયા સંકેલવાને વખતે ભગ્ન જીવનની લેણદેણનો હિસાબ કરી જોઉં છું અને વિચારમાં પડી જાઉં છું કે આ મેં કર્યું શું? હિસાબમાં દેવું જ ઘણું ચડયું છે. એટલે જલદીથી ખાઈ લઈ એ પતાવી દેવા ઇચ્છું છું, બેન!’

પુંટી એ સમજી કે નહિ એ ભગવાન જાણે! તેણે માથું નીચું ઢાળી એક નિસાસો નાખ્યો. પછી વાત બદલી નાખવાના વિચારથી વૃદ્ધ આગ્રહઃપૂર્વક બોલ્યોઃ 'વારુ તું એક બેઠકે કેટલી માછલીઓ ખાઈ જાય પુંટી?'

ગરદન વાંકો કરી પુંટી બોલીઃ 'હું તો લાવો તે બધી ખાઈ જાઉં દાદા.'

વૃદ્ધ બોલ્યોઃ 'ત્યારે તો તું વિંદા જેવી નહિ!'

પોતાની બહાદુરીમાં વિઘ્ન આવવાનો સંભવ જોઈ પુંટી નાક સાફ કરી બોલીઃ 'હં, ન ખાઈ શકું એમ? પહેલાં લાવો તો ખરા. હું તો એટલી બધી ખાઈ જાઉં, કે તમારે વાસ્તે એકે ન રહે.'

વૃદ્ધ આનંદિત સ્વરે બોલ્યોઃ 'ચાલ શરત કરીએ. એના ભાણામાં આઠ દશ માછલીના કકડા મૂક જોઉં, કેવી તે ખાય છે.'

થાકમણિએ પૂછ્યું. 'તમે ક્યારે જમવા બેસસો? હવે બપોર થવા આવ્યા ને!'

વૃદ્ધ માથું હલાવી બોલ્યોઃ 'અરે હવે ઉઠું છું ને! હજી આહ્નિક પૂજા કે કશુંજ કર્યું નથી!'

થાકમણિ મોં ફેરવી બોલીઃ 'આ છોકરીના ભાણા પાસે બેસી એને ખવડાવવામાંજ તમારું આહ્નિક લાગે છે.'

વૃદ્ધ હસતાં બોલ્યોઃ એવુંજ થાય છે મા. પારકાંને લઈને બંધાઈ પડ્યો છું તો, તોયે આ નકલ-અસલ કરતાં વધારે પસંદ પડે છે.'

થાકમણિ ગુસ્સામાં ને ગુસ્સામાં ત્યાંથી જતી રહી. થોડીવાર શાન્ત રહી વૃદ્ધ બોલ્યોઃ 'અરે, પુંટી કલકત્તામાં એ વિંદો ખૂબ ખાય છે, નહિ વારું!'

પુંટીએ તે વખતે માછલી પૂરી કરી હતી. તે માથું ધુણાવી બોલીઃ 'ના.'

વૃદ્ધ નવાઈ પામી બોલ્યોઃ 'શું કહે છે તું? કલકત્તા આવડું મોટું શહેર છે, અને ન મળે?'

એક ભારે કોળિયો મોઢામાં મૂકતી મૂકતી પુંટી બોલીઃ 'એને કોણ આપે? છાત્રાલયમાં ખાવાનું ને?'

દિલગીર ભાવે આકાશ ભણી જોઈ ને ડોસો બોલ્યોઃ 'ખરી વાત.'

રસાની કટોરીમાં હાથ નાખતાં પુંટી મોટા અવાજે બોલી ઊઠીઃ 'ઓ મા! માછલી તો હવે એક જ છે.'

થાકમણિ રસોડામાંથી છણકો કરી બોલીઃ 'થાળીમાં હોય તે ખાઈ લે.'

હરદયાળ આગ્રહ કરી બોલ્યોઃ 'આપને, માગે છે છતાં...'

થાકમણિ બોલીઃ 'હવે કેટલું ખાશે, એ? ઓછું ખાધું છે! પછી રહેશે શું?'

વૃદ્ધ ગરમ થઈ બોલ્યોઃ 'એ નહિ આપે! પોતાને ખાવા થોડું રાખવું જોઈએ ને?'

પુંટી સાથે સાથે બોલી ઊઠીઃ 'તમે તો નવાઈની વાત બોલ્યા, દાદા, મા ક્યાં ખાય છે?'

આ સાંભળી હરદયાળ શરમથી ચૂપ બની ગયો. પુંટીનું બોલવું સાંભળી તેને ત્યાંથી જતા રહેવાનું ઉચિત લાગ્યું.

પુંટી ફરીથી માને કહેવા લાગીઃ 'દાદા કહે છે, છતાં કેમ નથી આપતી?'

કેટલાંયે માછલાં એકીસાથે લાવીને છોકરીના ભાણામાં નાખી

દઈ થાકમણિ ગુસ્સામાં બોલી: 'આ લે, પેટમાં ભરી હાંસી હાંસીને ખા.'

વૃદ્ધ ગભરાઈને બોલ્યો: 'બધાં જ આપી દીધાં કે શું મા!'

'ન આપી દઉં તો કોણ બીજું ખાનાર હતું?' થાકમણિ છણકો કરી બોલી.

પુંટી આંગળી વડે માછલીનો કાંટો કાઢતી કાઢતી બોલી: 'કેમ, દાદા ખાવાનું કહેતા હતા, ખરું દાદા?'

થાકમણિ બોલી: 'એ ખાવાના? આ છેલ્લી અવસ્થામાં માયાના ફંદામાં પડ્યા ને કેટલું પડતું છે હજી?'

વૃદ્ધ ચંચળ સ્વરે બોલ્યો: 'ના બેન, હું તો તારે ખાવા માટે લાવ્યો હતો. વિંદો ગયો ત્યારનું, અમારા બે જણના પાલે પડીને તને કાંઈ જ ખાવાનું મળ્યું નથી.'

થાકમણિ છણકો કરતી બોલી: 'તો લાવવીતીને આથીયે વધારે!'

'પોતાની ગાંઠના પૈસા ખરચી પારકાની છોકરીને ખવડાવું છું, એમાં તને આટલું ખૂંચે છે, બાપુ? કાલથી તમે લોકો તમારે ઘેર જતાં રહો પુંટી, મારે હવે પારકી પીડા વહોરીને શું કામ છે?'

પુંટી જોરથી હસીને ઉભી થઈ તે બોલી: 'પછી ફાવશે એકલાને તમને?'

વૃદ્ધ ભીની આંખે બોલ્યો: 'પોતીકાં આટલાં ગયાં તોયે રહી શક્યો છું, તે હવે તમે જશો તો કેમ નહિ રહેવાય? રૂપાળું રહેવાશે. એમાં નવું શું છે જે?'

: ૧૨ :

**વરસાદ** પડતો હતો. પ્રભાતનો સૂર્ય વર્ષાનાં વાદળમાં જ ઊગ્યો હતો. દિવસ ચડચો હતો છતાં સૂરજ લોકોને મોં દેખાડવાનો મોકો પામ્યો નહોતો. છાત્રાલયમાં પોતાની નાનકડી ઓરડીમાં વૃંદાવન એકાગ્રતાપૂર્વક નોટ ઉતારવામાં મશગૂલ હતો. ભેજવાળો પવન કે અંધારા આકાશ ભણી જોવાનો એને વખત નહોતો. જૂની ચોપડીઓની સાથે સાથે જ કેટલીક નોટો પણ આભાની પાસે ચાલી ગઈ હતી. માગી લેવાની પ્રવૃત્તિનેદ્વારે બેપરવાઈનો આગળો લગાવી તે અત્યારે પોતાની યાદ શક્તિની મદદથી નોટો ફરીથી ઉતારવા બેસી ગયો હતો.

ધબ ધબ પગલે ચાલતો છાત્રાલયનો કોઈ વિદ્યાર્થી બંધબારણાની પાસે આવી, બારણાં હચમચાવવા લાગ્યો. ચીડાઈને વૃંદાવને પૂછ્યું: 'કોણ ?'

બહારથી છોકરાએ જવાબ દીધો: 'વાહ, તું એ કેવો છે! બૂમો પાડી પાડી ગળું ફાટી ગયું તોયે કંઈ જવાબ મળતો નથી. બારણું ઉઘાડ.'

હાથમાંની કલમ હાથમાં જ રહેવા દઈ વૃંદાવને ટૂંકમાં જવાબ આપ્યો: 'કેમ ? શું કામ છે?'

છોકરાએ અસહિષ્ણુ ભાવે કહ્યું 'ઉઘાડને હવે. બહાર બે બે માણસો તીર્થના કાગડાની પેઠે રાહ જોતા ઊભા છે.'

તો પણ વૃંદાવને ટૂકમાં જવાબ દીધો: 'એમને શું કામ છે?'

છોકરો ચીડાઈને બોલ્યો: 'અરે વાહ! આવા માણસને વળી લોકો શા સારુ પૈસા મોકલતા હશે? શા સારુ કાગળે લખતા હશે? ના ભાઈના. વૃંદાવનબાબુ હાલ બહાર નહિ આવે. તમે પછી આવજો.'

બારણું ઉઘાડી બહાર આવતાં આવતાં વૃંદાવન બોલ્યો: 'મનિઓર્ડર આવ્યું છે એમ પહેલેથી જ કહેવું હતું ને તારો કેવો સ્વભાવ છે? અમથી બૂમાબૂમ કરી મૂકે છે.'

છોકરો હસીને બોલ્યો: 'હાસ્તો, બીજાને વિષે તો એવું કહેશો જ તો! પણ પોતે અજગરની પેઠે દરમાં ભરાઇ બેસો છો એનું કંઈ જ નહિ ખરું?'

વૃંદાવન બોલ્યો: 'વખત પર સૌને અજગરવૃતિ ધારણ કરવી પડે છે તો! કેમ, પોસ્ટમેન ક્યાં છે?'

છોકરો આંખ મીંચકારી બોલ્યો: 'ગભરાશો નહિ, ભાઈ ગભરાશો નહિ. ચાતકનું નિર્મળ જળ પણ છે. માનિનીએ અભિમાન છોડી પોતે જ નોકરને મોકલ્યો છે. પેલા ઊભા એ લોકો!'

વૃંદાવને ક્રોધભરી નજરે એની સામે જોઈ ભ્રકુટી ચઢાવી. એ જોઈ છોકરો હાથ જોડી બોલ્યો: 'માફ કરો, ભાઈ સાહેબ, કામદેવની પેઠે ખાખ થવા માટે હું તૈયાર નથી, ચાલ્યો જાઉં છું. અમારે તો વધુ શું જોઈએ, વળી કંઈક મિષ્ટાન્ન મળે એટલે બસ એમાંયે એટલો બધો ગુસ્સો કે?'

એની વાચાળતા પર ધ્યાન આપ્યા વિના ઝડપથી નીચે ઉતરી જઈ વૃંદાવને બૂમ મારીઃ 'કોણ બોલાવે છે મને?' તે જ વખતે પોસ્ટમૅન આગળ આવીને બોલ્યોઃ 'મનિઑર્ડર છે બાબુ!'

ફાઉન્ટન પેન ખોલી વૃંદાવન બોલ્યોઃ 'લાવો.'

પૈસા લઈ કૂપનનો છેલ્લો ભાગ વાંચતાં વાંચતાં વૃંદાવન દાદર પર ચડતો હતો, એવામાં પાછળથી મિ. પાલિતના ચાકરે બૂમ મારીઃ 'બાબુજી.'

વૃંદાવન પાછો ફરીરે ઊભો રહ્યો. નોકરે અદબસર એના હાથમાં એક બંધ પાકીટ મૂકી કહ્યું: 'કંઈ જવાબ?'

ઝટપટ કવર તોડી અંદરના કાગળ પર એક વખત નજર ફેરવી લઈ વૃંદાવને કહ્યું: 'જવાબની કંઈ જરૂર નથી, તમે જાઓ.'

ઓરડીમાં આવી નોટ બંધ કરી, વૃંદાવને સામે પડેલા રૂપિયા લઈને પેટીમાં મૂકયા. એટલામાં અમલાના મોકલેલા પત્ર તરફ દૃષ્ટિ જતાં તેણે તે ફરી કાળજી પૂર્વક વાંચવા માંડ્યોઃ—

ભાઈ,

આવતા રવિવારે આભાની જન્મતિથિ છે. મિ. પાલિતે તેમના મિત્રોને નિમંત્રણ આપ્યું છે. તું મારે મન પુત્ર જેવો છે, એટલે નિમંત્રણ મોકલવાને બદલે તને બોલાવવા માણસ મોકલું છું. મને ખાતરી છે, કે તું તારી માની વિનંતિ કોઈ રીતે અમાન્ય નહિ કરે. કરશે તો સૌથી વધુ દુઃખ કોને થશે એ જાણે છે ને?—

તારી—મા,

**અમલા.**

ઓચિંતો આઘાત લાગતાં સતારનો તાર જેમ આપમેળે ઝણઝણી ઊઠે, તેમ વૃંદાવનની હૃદયતંત્રી 'તારી મા' એ શબ્દોથી

એવા જ વેગથી ઝણઝણી ઊઠી. સાથે સાથે ઘણા દિવસથી લુપ્ત થયેલી કોઈ એક સ્મૃતિ સજીવ બની જાગી ઊઠવાથી વ્યથા ઉત્પન્ન કરવા લાગી. બન્ને હાથે મોં ઢાંકી એ પળવાર નીરવ બેસી રહ્યો.

ઘણીવાર સુધી તે કાગળ હાથમાં રાખી ફરી ફરી વાંચી રહ્યો. કાગળ ટૂંકો હતો; લખાણ પણ થોડું હતું, પરંતુ એ થોડાજ અક્ષરોમાંથી જે જે આકુળ તરંગ એના સમસ્ત અંતરમાં જાગી ઊઠતો હતો, તે અવર્ણનીય હતો. ઘડીએ ઘડીએ 'તારી મા' એ શબ્દો જાણે અજાણ્યે તેના કાનમાં ગુંજી ઊઠી, એના આકુળ પ્રાણને વધુને વધુ આકુલ કરી રહ્યા હતા. એક વખત, બે વખત, ને સો વખત એ છેલ્લા શબ્દો જ તેણે ફરી ફરી વાંચ્યા કર્યા.

કેટલાં કેટલાં વરસો વીતી ગયાં, પણ કદીયે કોઈએ એને આવા ભાવભર્યા શબ્દોમાં સંબોધન કર્યું નથી. પુંટીની માને એ પોતે જ ભલેને મા કહીને બોલાવતો હતો, પરંતુ એમાં આટલી ઉત્તેજના—આટલી પ્રાણને મત્ત કરનારી શાન્તિસુધા નીતરતી ન હતી! એને એમ બોલાવવી પડે, માટે જ બોલાવતો હતો, પરંતુ આમ બોલાવવાની અંદર આટલો ઉન્માદ આવી શકે છે, એ તો એણે આજેજ અનુભવ્યું.

કવર હાથમાં હલાવતાં હલાવતાં એકાએક એમાંથી એક બીજી કાપલી બહાર નીકળી પડી.

'માંનો પત્ર તમને મળ્યો! આવવું જ પડશે—આવવું જ પડશે. કોઈ કારણ કે બહાનું સાંભળવાની નથી – માનવાની નથી. અડધાં જાણ્યાં અજાણ્યાંના દરિયામાં બાપા મને વહેવડાવી દેવાનું કરે છે. એવું થશે તોયે, કેવળ એક તમારીજ આશાએ, એ પ્રવાહની સામે યુદ્ધ કરી કોણ તરતું રહેશે, એ જાણો છો?'

—:આભા.'

તા. ક. અસીમભાઈને સાથે લેતા આવજો.

આની નીચે જુદા હસ્તાક્ષરમાં લખેલું હતું:–

'આવજો, આવજો, મારા સમ – આવજો, નહિ તો રડી રડીને મરીશ. તમને પગે પડું, મારા જન્મદિવસના આનંદમાં, વિષાદની કાળી રેખાઓ તાણશો નહિ. —

–:આભા'

એક હાસ્યની છટા, અજાણ્યે તેના હોઠના ખૂણામાં રમી ગઈ. બીજી જ પળે પોતાનું સંબોધન વગરનું સ્થાન અને 'અસીમભાઈ' એ શબ્દો ઉપર નજર પડતાં કોણ જાણે કેમ, તેના દિલમાં વીંછીના-દંશની વેદના થઈ આવી. આ વખતે પહેલી વાર જળબિંદુઓથી સિક્ત પવનના ઝપાટાએ તેના મોં ઉપર પથરાઈ પડી બાહ્ય પ્રકૃતિની તોફાની દશાનો તેને ખ્યાલ કરાવ્યો. ગરમ મગજ ખુલ્લી હવામાં સ્વસ્થ કરવા તે બહાર પરસાળમાં આવતાં જ આપોઆપ બોલી ઊઠ્યો:

'આહ! બળ્યું વરસાદે કેવો કવખતે આવે છે! આજ મને કૉલેજમાં જવા દે તેમ લાગતું નથી.'

બાજુની ઓરડીમાંથી નની–ગોપાલ બન્ને બોલી ઊઠ્યા: 'કેમ ભાઈ આમ? આજે સવારનો વરસાદ વરસ્યા કરે છે, હજી તમને અત્યારે જ વરસાદની ખબર પડી કે?'

વૃંદાવન નવાઈ પામી બોલ્યો: 'શું કહો છો! સવારથી આમ વરસાદ પડે છે?'

મોટેથી એક હાસ્ય કરી નની બોલ્યો: 'અત્યાર સુધી કોના ધ્યાનમાં કયા દિવ્યલોકમાં વિચરતા હતા, ભાઈ? ગરીબ ધરતીની તો જરા ખબર રાખો. આ તો છેક બેતાલાપણું કહેવાય.'

વૃંદાવન ત્યાં વધારે વાર ઊભો રહ્યો નહિ. તે પોતાની ઓરડીમાં જતો રહ્યો. જતાં જતાં તેણે સાંભળ્યું કે નની તેને જ ઉદ્દેશીને પોતાના સાથીદારને કહેતો હતો: 'ઘર ખૂણિયો પાછો ઘરના દરમાં પેસી ગયો. ભલો એકલો રહી શકે છે?'

બીજો માણસ હસીને બોલ્યો: 'પ્રેમની મજા જ એવી છે ભાઈ! તને ને મને જે ન ગમે તે એ લોકોને મીઠું મધ લાગે છે. એકાંતમાં ન બેસે તો પછી એ ધ્યાનમૂર્તિની આરાધના શી રીતે થાય?'

*

સંધ્યાકાળ થવાને હજી થોડીવાર હતી. તે સમયે વૃંદાવન અસીમની ઓરડીના બારણા આગળ આવીને ઊભો. અસીમ તે વખતે સ્થિર નયને સામેની કોઇ એક ચીજ તરફ જોતો તન્મય બની બેઠો હતો. શી ખબર કેમ, આ જોઈ વૃંદાવનના પ્રાણમાં એકાએક કંઈ ઉથલપાથલ મચી ગઈ. છૂપાઈને જોઈ લેવાની એક પ્રબળ આકાંક્ષા એને ખૂબ સાવધપણે અંદર ખેંચી જવા લાગી.

બીજી જ પળે સારાનરસાના જ્ઞાનનો ચાબુક સડાક કરતો પીઠ પર પડવાથી ત્વરિત પગલે તેણે ત્યાંથી નાસી જવાનો વિચાર કર્યો. પરંતુ એકાએક બારણા સાથે અથડાતાં તે ચમકીને ઊભો રહ્યો.

અવાજથી ચમકીને અસીમે મોં ઊંચું કરી જોયું. બીજી જ પળે હાથમાંના રૂમાલ વડે તેણે સામેની પેલી વસ્તુ ઢાંકી દીધી અને બોલ્યો: 'આવો વૃંદાવનબાબુ, શું હુકમ છે?'

વૃંદાવન બોલ્યો: 'આવતા રવિવારે આભાની જન્મતિથિ છે. એ લોકોએ મને આવવાનું લખ્યું છે. અને સાથે તને પણ લાવવાનું લખ્યું છે.'

અસીમે જવાબમાં હસવું દબાવી કહ્યું: 'મને તેની ખબર છે.'

આ શબ્દોથી વૃંદાવનને ફરી આઘાત થયો. તમામ વાત પૂરેપૂરી જાણી લેવા માટે એના હ્રદયમાં એક ઉન્મત્ત આતુરતા પ્રબળપણે જાગી ઊઠી, છતાંયે જોરથી દાંત દબાવી રાખી તેણે એ ભાવ છૂપાવી દીધો. અસીમ તેના દિલનો ભાવ સમજી જઈ જાણે હસીને બોલ્યોઃ 'આમાં નવાઈ પામવાનું કંઈ કારણ્ નથી, વૃંદાવનબાબુ, એ લોકોએ જ મને કહ્યું છે.'

આટલું બોલ્યા પછી તે બેધ્યાન બની ભૂલથી રૂમાલ લઈ મોં લૂછવા લાગ્યો. આટલી કાળજીથી સંતાડેલી વસ્તુ વૃંદાવનની આંખો આગળ ખુલ્લી થઈ ગઈ, એનો ખ્યાલ એને રહ્યો નહિ. વૃંદાવને ટેબલ તરફ એકવાર નજર કરી, ત્યાંથી એકદમ નાસી છૂટચો.

એ વસ્તુ તે આભાનો ફોટોગ્રાફ હતો. એ ફોટાની બેઉ બાજુએ ખૂબ પરિશ્રમપૂર્વક સોનાનાં બે એરિંગ લટકાવવામાં આવ્યાં હતાં. એ જોઈને જ વૃંદાવન અસીમના મનની દશા પામી ગયો. તે સમજી ગયો કે અસીમ આભાને ચાહે છે. પરંતુ એ સાથે જ પોતાના હ્રદયના ગુપ્ત ભાવે અનેક રૂપે જાગી ઊઠી એને જણાવી દીધું કે આભાની તરફનો અસીમનો પ્રેમ માત્ર મોહનો નશો જ છે. પોતે આભાની પાછળ પાગલ છે. એના હ્રદય-દર્પણમાં આભાની છબી મોહક રૂપે સર્વદા પ્રતિબિંબિત થએલી છે – શરીરનું એકએક રક્ત-બિન્દુ આભાના પ્રેમસ્પર્શની આશાએ સ્પંદિત થઈ રહેલું છે. આ કારણે જ તે ઉત્તેજિત બની, પરિણામે અસ્વસ્થ બની પોતાની ઓરડી તરફ દોડી ગયો હતો.

*

શનિવારે સાંજે અસીમે હસતે મુખે વૃંદાવન પાસે આવી કહ્યું : 'ચાલો ભાઈ, આપણે આજે જ જવું જોઈએ.'

વૃંદાવને ધીમું હસીને પૂછ્યું : ' ક્યાં જવાનું અસીમ?'

અસીમ નવાઈ પામી તેની સામે જોઈને બોલ્યો: ' ભલા ભોળા લાગો છો! મિસિસ પાલિતનું નિમંત્રણ કંઈ એમ ફેંકી દેવા જેવું થોડું જ છે!'

વૃંદાવન ગંભીર સ્વરે બોલ્યો: ' હું નથી ભલો કે નથી ભોળો પણ એમણે તો રવિવારે આવવાનું લખ્યું છે. એ પહેલાં જવાની શી જરૂર છે?'

અસીમ બોલ્યો : ' તમને જરૂર નહિ હોય, પરંતુ જે લોકો વાટ જોઈને બેસી રહ્યાં છે, એમની વાત જુદી હોય છે.'

વૃંદાવનના ગળામાંથી જાણે આપોઆપ જ શબ્દો સરી પડયા : ' બેસી રહ્યાં છે વાટ જોઈને!'

ગુસ્સાથી અસીમ બોલ્યો: ' તારા જેવા લાગણીવિહીન અને અકૃતજ્ઞના મોઢામાં જ આવા શબ્દો શોભે; પણ એ લોકો કંઈતારા જેવા નથી, એટલે જ મોટા માણસના ઋણની પેઠે તેઓ તે વાત ભૂલી ગયા નથી.'

ધબ ધબ પગ પછાડતો અસીમ ત્વરાપૂર્વક ચાલ્યો ગયો.

થોડીવાર ચૂપચાપ બેઠા પછી વૃંદાવને પેટી ઉઘાડી નોટોની એક થોકડી ગજવામાં નાખી, અને બીજી જ પળે તે ક્યાંક બહાર જવા નીકળ્યો.

એના રંગ ઢંગ જોઈ નની, ગણેશનો ખભો હલાવી બોલ્યો: ' હું શું આ બધું ચાલી રહ્યું છે? એ વાગતાં વાગતામાં તો ઘવાયેલા હરણની પેઠે નીકળી પડયા ભાઈ સાહેબ!'

ગણેશ આંખ મીચકાવી બોલ્યોઃ ' તે કેમ ના ઊપડે! વાંકી નજરની તીરછી દૃષ્ટિના ચક્કરમાં પડ્યા છે, કંઈ ખ્યાલ છે!'

બન્ને જણ એક સાથે હસી પડ્યા.

*

મિ. પાલિતના ઘરના બારણા આગળ આવતાં જ વૃંદાવને જોયું તો અસીમ ત્યાં ખૂબ કામમાં રોકાયેલો દેખાયો. જામો ઉતારી નાખી કમર બાંધી તે આસોપાલવનું તોરણ બાંધી રહ્યો હતો. વૃંદાવનને જોઈ એણે કહ્યુંઃ ' કેમ આવ્યા, સારું થયું! જોયું ને, જો વહેલા ન આવીએ તો નોકર ચાકરથી આ બધું કામ કંઈ થાય ખરું! સાલાઓ ગધેડા જેવા હોય છે, માત્ર વેઠ કરી જાણે એટલું જ જાઓ, જાઓ કપડાં કાઢીને આવો.'

ઉમરામાં દાખલ થતાં જ નિર્મળાએ એને પકડી પાડ્યો. તે પોતાના ચંચળ હાસ્યની છટા વેરતી બોલીઃ ' સારું થયું કે આપનાં દર્શનનો લાભ મને થયો, ગુલર ફૂલનીયે તમારા કરતાં ઓછી કિંમત હોય છે. આવો, અંદરના ઓરડામાં આવો!'

વૃંદાવન કંઈ જવાબ દે તે પહેલાં જ એનો હાથ પકડી ધક્કો મારી નિર્મળાએ એને ઘરમાં ખેંચ્યો. આભા હસતે મોંએ વિનંતિ કરતી બોલીઃ ' કાગળ તો પહેલેથી મોકલ્યો હતો, ને છતાં આપ તો આવ્યા આજે!'

વૃંદાવન હસતાં બોલ્યોઃ ' પરંતુ તમે મને એજ દિવસે આવવાનું ક્યાં લખ્યું હતું?'

આભાના મુખ પર એક સ્નિગ્ધ–કરુણ કિરણ રમી ગયું. તે બોલીઃ ' લખ્યું નહતું એટલે ન અવાય ખરું? કેમ, અસીમભાઈ તો આવ્યા!'

એકદમ ગંભીર થઈ જઈ વૃંદાવન બોલ્યોઃ ‘બધા કંઈ સરખા નથી હોતા. આભા! તેને વહેલો આવવાનો હક હશે કદાચ, મને નથી.’

આભાએ તરતજ જવાબ દીધોઃ ‘વાહ રે, મા તમારા પર કેટલું બધું વહાલ રાખે છે, તે તમે નથી જાણતા?’

એ પહેલી જ વાર આભા ‘તમે’ બોલી ગઈ–બોલ્યા પછી તે શરમથી નીચું જોઈ ગઈ, પછી બોલીઃ ‘પણ જો આજે ન આવ્યા હોત તો મને ઘણું દુઃખ થાત.’

વૃંદાવન આનંદથી બોલ્યોઃ ‘પત્રની ભાષામાં કહોને કે રડી રડીને મરત?’

આભાએ મોં ફેરવી કહ્યુંઃ ‘જાઓ, હું તો એમાંનું કંઈજ જાણતી નથી. એવું મેં ક્યારે લખ્યું છે વારુ?’

ખિસામાંથી પત્ર કાઢી વૃંદાવન બતાવતાં બોલ્યોઃ ‘આ જૂઓ લખ્યું છે કે નહિ તે!’

આભા ઉત્સાહથી બોલી ઊઠીઃ ‘સાચેસાચ આ મેં પોતે નથી લખ્યું! આ પરાક્રમ નિર્મળાનું જ છે. બહુ લુચ્ચી છે એ, રહો એનો ખબર લઉં છું હમણાં જ.’

દોડતી બહાર જઈ તે નિર્મળાનો હાથ પકડી તેને ખેંચી લાવી, ને બોલીઃ ‘કવર બંધ કરવા લીધું હતું તે આટલા સારું જ કે?’

મૂર્ખની માફક થોડીકવાર મોં વિકાસી જોઈ રહી નિર્મળા બોલીઃ ‘કેમ, શું થયું છે?’

આભા એને ધમકાવતી નાખી બોલીઃ ‘પાછી પૂછે છે શું થયું છે! કાગળમાં આવું લખવાનું કારણ શું?’

નિર્મળા શાન્ત ભાવે બોલી: 'ઓ–મા ! પોતાને હાથે લખી નાખ્યું હશે, મારો વાંક નથી.'

આભા એને ધક્કો મારી બોલી: 'જો ફરી કોઈ દિવસ જોવા માગીશ તો હવે દેખાડીશ જ નહિ.'

મંદ હસતાં નિર્મળા બોલી: 'એ વખતે જોઈ લેવાશે.'

પછી બીજી જ પળે તે વૃંદાવનની સામે જોઈ બોલી: 'કાલે મારી સખીને સર્વે માણસો કંઈકને કંઈક ભેટ આપશે, તમે શું આપશો વારું ?'

વૃંદાવન હસતો બોલ્યો: 'કંઈ આપવું પડે છે, શું અરે મને તો તેની કંઈ ખબર નથી.'

હોઠ દબાવતી નિર્મળા બોલી: 'એમાં વળી કહેવાનું કેવું હોય ! એ તો સૌ સૌની લાગણીના ખેંચાણની વાત છે. અમે તો એમ સમજશું કે આભા પર તમને લગીરે પ્રેમ નથી. હોત તો જરૂર કંઈક લાવ્યા હોત, જેને પ્રેમ છે તે તો, જુઓને, આજે આપી ગયો છે.'

વૃંદાવનના મગજમાં કંઈનું કંઈ થઈ ગયું. મોં ઊંચું કરીને જિજ્ઞાસુ ભાવે નિર્મળાને જોઈ રહ્યો. એને મન થયું કે લાવ પૂછું, 'એ વ્યક્તિ કોણ છે.'–પરંતુ પૂછી શક્યો નહિ.

બીજી જ પળે તેની નજર આભાના મોં પર પડી. તેને લાગ્યું કે આભાના કાનમાં ઝૂલતાં એરિંગ અસીમની ઓરડીમાં પેલી છબીને પહેરાવેલાં હતાં એના જ જેવાં છે ! તે ગંભીર અવાજે બોલ્યો: 'બધામાં એવો પ્રેમ ક્યાંથી હોય !'

નિર્મળા બોલી: 'ના નહિ હોય ! ગમે તેમ કહોને તમારું કોણ સાંભળે છે, તમારે કંઈક આપવું જ પડશે, નહિ તો બીજાં ગમે તે આપશે તોયે હું તે લાત મારી ફેંકી દઈશ સખીને લેવા જ નહિ દઉં સમજ્યા ?'

વૃંદાવનને મન તો થયું કે લાવ પૂછું: 'તું તો કહે છે કે તમને પ્રેમ નથી, અને છતાં આમ ખોટી રીતે હેરાન કરે છે, એમાં શો અર્થ છે ?'

પણ મોંના શબ્દો મોંમાં જ રહી ગયા. એને બદલે એ રૂક્ષ સ્વરે બોલ્યો: 'ગરીબ લોકો લાવે ક્યાંથી, એ પણ જાણવું જોઈએ ને !'

ગુસ્સાભરેલા સ્વરે નિર્મળા બોલી: 'પણ એવી કીમતી ભેટ માગી છે યે કોણે ? બજારમાં સસ્તી ચીજો શું નથી મળતી ?'

વૃંદાવન બોલ્યો: 'પણ એથી કંઈ ઓછું કામ પતી જાય છે ? જેને ભેટ આપવાની છે તેને ગમવી જોઈએ ને !'

નિર્મળા ઉત્સુકસ્વરે બોલી: 'ત્યારે એમ કહોને કે લાવ્યા છો છતાં ચાલાકી કરો છો ? શું લાવ્યા છો વારુ ? અરે વાહ, હાર તો સુંદર છે. પહેરાવી દોને, જોઉં, કેવો સરસ લાગે છે !'

વૃંદાવનનો હાથ ધ્રૂજી ગયો. આભાએ પોતે જ ગળું ન નમાવ્યું હોત તો હાર જરૂર નીચે પડી જાત.

બારણા પાસે ઊભેલો એક માણસ આ દૃશ્ય જોઈ ઇર્ષ્યાળુ નજરે ક્રોધથી લાલઘૂમ થએલી આંખે એમની સામે જોતો ત્યાંથી ચાલ્યો ગયો, એ કોઈના જોવામાં ન આવ્યો.

: ૧૩ :

**મા અને** દીકરીના પ્રબળ આગ્રહને વશ થઇ બન્ને જણને આજે ત્યાં જ રોકાઈ જવું પડ્યું. આભાના પ્રયત્નોના પરિણામે અસીમનું ઉદાસ મોં ફરી આનંદિત બની ગયું.

સાંજે ફૂલની એક ટોપલી ઊંચકી લાવી નિર્મળા બોલી: 'આવો જોઈએ, કોને સરસ માળા ગૂંથતાં આવડે છે!'

અસીમ એકદમ બોલી ઊઠ્યો: 'એ કામ મને બહુ સારી રીતે આવડે છે. નાનપણમાં માની પાસે ઘરેણાં પણ ગૂંથતાં શીખ્યો છું. આજે પણ તાર લાવી આપો તો હારને બદલે માથાનો મુગટ સુદ્ધાં હું બનાવી આપું.'

નિર્મળા હસીને બોલી: 'દોરો લાવી આપે તો કોણ ન કરી આપે! તાર વગર કરી શકે તેને જ કારીગર તો કહેવાય. વૃંદાવન–બાબુ, કેમ તમે કંઈ બોલતા નથી!'

વૃંદાવનબાબુ બોલ્યા: 'માફ કરજો, આ કામ મને મુદ્દલ આવડતું નથી.'

મજાકભર્યા અવાજે નિર્મળા બોલી: 'એ કેમ બને? પુરુષ થઈને આવું કેમ બોલો છો! આતે બહુ અઘરું કામ ખરુંને!'

અસીમ મશ્કરી કરવાનો લોભ ન નિવારી શક્યો તે બોલ્યો: 'તો ખાલી શ્રમ કરશો નહિ, વખતે હાથમાં સોય લાગી જશે.'

વૃંદાવને ધીરે કંઠે ઉત્તર દીધો: 'મારા હાથ એવા માખણના લોંદાના બનેલા નથી. નાનપણમાં ઘણાઓની ગરદન મરડીને એ કાઠા થયેલા છે. હા, એ કઠોર હાથ છે તેથી ફૂલની સાથે એનો જરાયે મેળ નહિ ખાય. વળી એ કામ પણ બૈરાંનું છે!'

નિર્મળા સહાસ્ય બોલી: 'તમારા મત પ્રમાણે છોકરીઓની ગણતરી માણસમાં નથી થતી. કેમ, ખરુંને વૃંદાવનબાબુ!'

વૃંદાવન છોભીલો પડી બોલ્યો: 'હું ક્યાં કહું છું? સ્ત્રી અને પુરુષ માટે સંસારમાં કરવાનાં કાર્યોના પ્રથમથી જ બે ભાગ પાડેલા છે. એટલે જેનું જે કામ, તે તેણે કરવું જોઇએ.'

વાતની ધૂનમાં તે સોય લઈને બેસી ગયો હતો. નિર્મળા બોલી: 'તો તો તમારે અમને માત્ર રસોડામાં જ ગોંધી રાખવાં છે, કેમ ખરુંને?'

વૃંદાવન બોલ્યો: 'ના, મારું કહેવું એમ નથી, છતાં સૌ પોતપોતાના કાર્યદ્વારાજ ઉત્કર્ષ પામે એટલું ઇચ્છવા યોગ્ય છે.'

નિર્મળાએ કહ્યું: 'કંઈ સમજણ ન પડી.'

વૃંદાવન બોલ્યો: 'સાંભળો, હું તમને એક દાખલો આપું: સેવા—એ સ્ત્રીઓનો જ ઇજારો છે. જો કે તેનો કેટલોક ભાગ પુરુષોને માટે

પણ છે : ' પરંતુ એ જુદા જ પ્રસંગે. માંદગીના બિછાને પટકાએલા બિમારોની સેવા શુશ્રૂષા માટે દવાખાનાઓમાં આટલી બધી નર્સો રાખવાની શું જરૂર હતી ? હજારો યત્ન કરવા છતાં પણ પુરુષ–સ્ત્રીના જેવી કોમળ હૃદયથી શુશ્રૂષા ન જ કરી શકે.'

'પુરુષોમાં એ ઊણપ રહી જાય છે, છતાં એ પૂરી કરવાના પ્રયત્નો કેમ કરતા નથી ? શું એ દોષ ન ગણાય ? ' નિર્મળાએ કહ્યું.

વૃંદાવન બોલ્યો : ' તમારું કથન વ્યાજબી છે પરંતુ અમે જે ઉપાદાનથી ઘડાયેલા નથી તે અમે ક્યાંથી લાવીએ ! સ્ત્રીઓનાં હૃદય નૈસર્ગિક રીતે જ સ્નેહથી ભરેલાં છે. અને એટલે જ સહેજ પણ દુઃખ પડે તો બાળક માતા પાસે જ દોડી જાય છે નહિ કે બાપ પાસે.'

વૃંદાવનના હસ્તપ્રતિ નિહાળતાં અસીમ બોલ્યો: ' પરંતુ માળા તો સુંદર જ ગૂંથાઈ રહી છે, પુરુષ છતાં સુંદરતાનો ખ્યાલ જરાય ઉતરતો નથી.'

વૃંદાવન બોલ્યો : એનું કારણ એજકે હું સ્ત્રીના હાથે ઉછરીને મોટો થયો છું. બીજું કંઈ કારણ નથી.'

વૃંદાવન પ્રતિ નિર્મળા કુતૂહલ દ્રષ્ટિ ફેંકી બોલી:–' ઓહો ! તમે તો સ્ત્રીઓના શાંત ઉપાસક જણાઓ છોને ! '

વૃંદાવન વાત બદલવાના હેતુથી હાથમાંની માળા બતાવી બોલ્યો : ' મેં પ્રથમથી જ કહ્યું હતું ને કે કઠોર હસ્તમાં પડીને આ બિચારાં ફૂલ ચીમળાઈને અડધાં થઈ જવાનાં છે. જુઓ. મારું કથન ખરું હતું ને ! '

'વાહ, સુંદર છેને ! નિર્મળાએ પ્રશંસા કરી.

આભા નજીક આવી બોલી: ' જોઉં, લાવો તો મારા હાથમાં.'

નિર્મળા સહાસ્ય બોલી. 'ના, ના. એની કિંમત આપે તોજ આપજો. આટલી મહેનતનું કાંઈ મૂલ્ય તો ખરુંને!'

'આપીશ, એમાં શું! હું જાતે રાંધીને ખવડાવીશ.' આભા બોલી.

બોલતાં બોલી તો નાખ્યું. પરંતુ બીજીજ પળે તેના વદન પર શરમથી લાલાશ તરી આવી. તે ત્યાંથી વંટોળિયાની માફક એકદમ છટકી ગઈ. માતા પાસે જઈ તેણે યુક્તિપૂર્વક તે દિવસે રસોઈ પોતાને કરવા દેવાની સંમતિ મેળવી લીધી.

મિ. પાલિતને આથી નવાઈ લાગી. તેમણે કહ્યું: 'ધુમાડાના રાજ્યમાં તારે જવાની જરૂર નથી આભા!'

આભાએ કહ્યું: 'પણ હું ધુમાડામાં નહિ જાઉં, હું સ્ટવ ઉપર બધું બનાવી લઈશ બાપુજી!'

: ૧૪ :

બીજે દિવસે સવારમાં શહેરનાં કેટલાંયે જાણીતાં માણસો અતિ આનંદથી મિત્રની દીકરીના જન્મ દિવસે તેને આશીર્વાદ આપવા આવ્યાં હતાં.

ધન અને સંસ્કારીતાને કારણે મિ. પાલિતના ઘરે આજે ઈંદ્રભવનના જેવી સુંદરતા ધારણ કરી હતી, અને આભા જાણે આ રાજ્યનો પ્રાણ બની હતી. સફેદ કિનારીવાળા બ્લાઉઝ ઉપર તેણે બારીક નીલ રંગની સાડી પહેરી હતી, અને બરાબર પરી રાણીના જેવી શોભતી ઘરમાં ઘૂમી રહી હતી.

હાસ્યની પ્રતિમા સમી, આનંદના મોજાં ઉછાળતી નિર્મળાએ આવીને આભાને ધબ્બો માર્યો. કૃત્રિમ ક્રોધભરી આંખે એની સામે જોઈ આભા બોલી: 'વાગતું નહિ હોય ખરું કે?'

નિર્મળા એના કાનની પાસે મોં લઈ જઈ બોલી: 'જન્મ દિવસે લેણદેણ પતાવી લેવી સારી, ખોટી વાત છે?'

આભા રોષ કરી બોલી: ‘ તારી સમસ્યાઓ હવે રહેવા દે ! ’

નિર્મળા બોલી: ‘ આમાં સમસ્યા જેવું શું છે વારુ ? કોની સાથે બંધાવું છે, એ કહેને ! ’

આભાએ ચપળ નયને પળવાર ચોતરફ જોયું, પછી નિર્મળાને ધબ્બો લગાવી બોલી: ‘ મર, અહીંથી જહન્નમમાં જા ! ’

નિર્મળા બોલી: ‘ જહન્નમમાં જાઉં એથી તને શો લાભ થવાનો છે ? ’

આભા બોલી: ‘ લાભ નુકસાન કંઈ જોવાનું નથી, તું મર. ’

નિર્મળા બોલી: ‘ હું મરું, તો અસીમરૂપી પ્રેમ સાગરમાં જ ડૂબીને મરીશ અને તારા નસીબમાં વૃંદાવન જ છે. તિલક માળા વડે એનું શરીર બહુજ સરસ શોભશે.’

મોં આડે રૂમાલ રાખી આભા સહાસ્ય બોલી: ‘ એ શું કહે છે વળી ! ’

નિર્મળા નિરાશ બની નિઃશ્વાસ નાંખતાં બોલી: ‘ બહેન શું કરું, કહે, આંધળા દેવ બાધા આખડી કંઈ જ માનતા નથી.’

આભા બોલી: ‘ તો આજ સુધી પોષેલા દેવને છોડી દે છે ? ’

નિર્મળા બોલી: ‘ છોડી જ દીધા છે ! વાસી ભાત ને કાંજી કંઈ દરરોજ સારી લાગે ? ’

આભા હસીને બોલી: ‘ તને તો કંઈ નહિ પણ એને શું થાય ? ’

નિર્મળા મોં મચકોડી બોલી: ‘ એમાં વળી શું થવાનું હતું. મનગમતી બીજી કોઈક શોધી લેશે. તને જો એટલું બધું લાગી આવતું હોય તો તું જ છે ને ! ’

આભાએ એના ગાલ પર આંગળીથી એક ચીમટો લગાવી દીધો. બીજી જ પળે પાછળ જોઈ તે બોલી: 'ચૂપ – બાપુજી.'

મિ. પાલિત મિત્ર સાથે વાતચીત કરી રહ્યા હતા; કોઈએ પૂછ્યું: 'આભાના વિવાહનું કંઈ નક્કી કર્યું કે નહિ, મિ. પાલિત?'

મિ. પાલિત બોલ્યા: 'હજુ તો એ બાળક જેવી છે, એના લગ્નની શી ઉતાવળ છે!'

મિત્ર બોલ્યો: 'પણ વિવાહ તો ગમે ત્યારે કરવો જ પડશેને? મને પૂછો તો તમે આજથી જ પસંદગી કરી રાખો તો સારું. તમને કેવો જમાઈ ગમે વારુ?'

મિ. પાલિત સહર્ષ બોલ્યા: 'વિલાયત જઈ આવેલો મૂરતિયો ન મલે ત્યાં સુધી છોકરી આપવાની મારી ઇચ્છા નથી.'

મિત્ર હસીને બોલ્યો: 'પોતે બેરીસ્ટર એટલે જમાઈ પણ બેરીસ્ટર જ જોઈએ ને?'

મિ. પાલિત બોલ્યા: 'ખરું છે, મારા અભિપ્રાય મુજબ તો વિલાયત ગયા સિવાય સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. અદબ કાયદો, ઉચ્ચ શિક્ષણ, જે કંઈ કહો તે બધું વિલાયતમાં જ છે: અહિં કંઈ જ નથી. તમને મારું આ કથન કેમ લાગે છે?'

પેલા મિત્રે મિ. પાલિતના શબ્દોમાં હા, એ હા, કરી કહ્યું: 'ખરું છે.'

એ ત્રણ દિવસ પછી અસીમ એક દિવસ એકાએક મિ. પાલિતની પાસે આવી બોલ્યો: 'હું વિલાયત જાઉં છું. ગમે તે વિષયનો નિષ્ણાત થવાની મારી મહેચ્છા છે.'

'સરસ, બહુ સરસ!' મિ. પાલિત ઉત્સાહિત સ્વરે બોલ્યાઃ 'ખરેખર આ જ્ઞાનનો અંકુર વિલાયતમાંથી જ મળે છે. અને એ તો–જે વિષય તને માફક આવે તે લેજે. વૃંદાવન આવે છે કે નહિ?'

અસીમ મોં મચકોડી બોલ્યોઃ 'છોડોને એની વાતને, બા અને બાપ નથી. દાદા એને મોટો કરે છે. એમાં દાદા વળી ચુસ્ત હિંદુ છે. કોઈને ત્યાં ખાવા પીવાનું એમને પસંદ નથી તો પછી એને વિલાયત તો આવવા દે જ ક્યાંથી! હું પણ મને જરા થોડી ઘણી સલાહ સૂચનાઓ અને માહિતી આપે આપવી પડશે. ત્યાંની રીતભાત અગર કશાની મને ખબર નથી; ત્યાં જઈને કદાચ મૂરખ ન બનવું પડે. તે જોવું જોઈએ.'

મિ. પાલિતના મોં પર વિષાદની ઘેરી વાદળી ક્ષણવાર માટે આવી ગઈ, પરંતુ બીજી જ ક્ષણે ખૂબ ઉત્સાહમાં આવી તે બોલ્યાઃ 'હા, હા, એ તો કહીશ જ ને. પરંતુ એક બે કલાકમાં શીખી લેવાય! એવી એ ચીજ નથી. ટૂંકમા કહું તો તમારે બહુ જ ભળતા રહેવું જોઈએ. એ લોકો એવા વિવેકી છે કે ભૂલચૂક જાતે જ સુધારી લે છે. એ લોકો કેટલા મહાન છે એની કલ્પના પણ આપણને નથી આવતી.'

અસીમ તે દિવસે આભાને મળ્યો, અને કહ્યુંઃ 'એક પ્રબળ આશાની પૂર્તિ માટે હું વિશાળ મહાસાગરમાં નાવ હંકારું છું– પાછો આવું ત્યારે એ આશા પૂરી થશે, આભા?'

આભા ગંભીર સ્વરે બોલીઃ 'એવી આશા તજી દેવી એજ ઈષ્ટ છે. અસીમભાઈ? મારી સખી વાગદત્તા છે?'

અસીમ સાશ્ચર્ય બોલ્યોઃ 'સખી! સખી વળી કોણ?' આભા સ્મિત કરતાં બોલીઃ 'હજુ જહાજ ઉપર ચડ્યા નથી, અને એટલામાં જ આમ ભૂલી ગયા?'

અસીમ બોલ્યો: 'પરંતુ સખી! સખી કોને કહો છો વળી?'

આભા બોલી: 'પાછા આવ્યા પછી આશા ફળીભૂત થશે કે નહિ એમ પૂછો છો; પણ એ છે નિર્મળા!'

'કોણે કહ્યું? એ તો તમે છો.' અસીમે કહ્યું.

સહસા આભાના વદન પર લાલી તરી આવી; તે નીચે મોઢે નખવડે જમીન ખોતરતી બોલી: 'મારી વાત છોડી દો; કદાચ મારે આ જનમ કુંવારી જ રહેવાનું થશે.'

અસીમ બોલ્યો: 'આ નિરાશાભરી વાણીનું કારણ વૃંદાવન જ છે, ખરું ને આભા?'

આભા તેની તરફ કઠોરતાથી તાકી રહી. તેણે કંઈ જ જવાબ આપ્યો નહિ; તે થોડી જ વારમાં ત્યાંથી ચાલી ગઈ.

અસીમ સૂનમૂન બનીને પોતે શું કરવું તેના વિચારમાં પડી ગયો.

: ૧૫ :

**અસીમની** વિલાયત જવાની વાત સાંભળીને વૃંદાવનનું મન પણ ચંચળ બની ગયું હતું. એની સાથે ફરી આવવાનું કેમ ન બને ? જાણવા મળશે, અને પરદેશ જોવાનો આનંદ પણ મળશે– બેય રીતે લાભ છે; શાસ્ત્રનો તો વાંધો નથી, પણ સમાજનો છે. સમાજનો આ કેવો અન્યાય છે !

પરંતુ મન બીજી જ પળે બીજી વાત કરવા લાગ્યું. ખરેખર શું પોતે અભ્યાસ માટે વિલાયત જવા ઇચ્છે છે, કે પછી પેલું સુંદર કુમળું મુખ હક કરી, પ્રેમપૂર્વક પસંદ કરી લઈ શકાય તે ખાતર તેને આવી ઇચ્છા થાય છે ? પરાજયની બીકે તેનું મન ચંચળ બની ગયું; તર્કનાં મોજાં ઉછાળી તે સાબિત કરવા મથ્યો કે એવું હોય તોયે શું ? એમાંયે ખોટું શું છે ? નારી પણ જગતનું અમૂલ્ય રત્ન છે; તરતાં આવડતું હોય છતાં, રત્ન લેવા સાગરમાં ડૂબવાના ડરથી ન જવું એ તો મહા દુર્બળતા કહેવાય.

અસ્થિર મગજને ઠેકાણે આણવા સારું મનથી પ્રશ્ન કરવા

લાગ્યો: 'તો આ પ્રવાસને ભણવાનું નામ આપવાની જરૂર શું છે વારુ.'

બીજી જ પળે પોતે જ મનના પ્રશ્નનું સમાધાન કર્યું: 'કેમ ભણવાનું નહિ બને! બેચાર વરસની મહેનત વડે ત્યાંથી હું જેટલો અનુભવ લઈ પાછો આવીશ, એટલો અહીં સાત વરસે પણ મળશે નહિ. તે ઉપરાંત પ્રાશ્ચાત્ય ભણતરની આ દેશમાં વધુ કદર થાય છે એ લાભ છે. લોકો વિલાયત જઈ આવેલા દાક્તર કે વકીલ પર જેટલો વિશ્વાસ રાખે છે, ને તેને જેટલું માન આપે છે તેના સોમા અંશ જેટલું પણ દેશી પરીક્ષાઓ પાસ કરેલાઓને ભાગ્યે જ આપે છે.'

'ત્યારે આ પ્રવાસમાં ખોટું કશું જ નથી. વળી એમાં એક કાંકરે બે પક્ષી પાડવાનો પૂરો સંભવ છે. એટલે બેસી રહેવું એ ખરેખર મૂર્ખાઈ છે. આભા સુંદર છે-એની અનુપમ સુંદરતા ભૌતિક નથી. સ્વર્ગીય છે-એને પત્નીરૂપે મેળવવી જ જોઈએ, એજ અસીમનો મુખ્ય હેતુ છે. તો શું આમ સહેલાઇથી વગર પ્રયત્ને એને હાથમાંથી જવા દેવી? ના, ના, કદાપિ એ ન બને-હું પણ વિલાયત જઈશ. એને પત્ની તરીકે ગ્રહણ કરવાનો માત્ર એક મનેજ ખરો અધિકાર છે. ઈશ્વરની સૂચના છે કે 'તારા જીવનપ્રવાહની સાથે આભાની જીવન-સરિતાની ગોમુખીધારા મેં ભેળવી દીધી છે, એને ન ભૂલીશ-' નહિ એ અધિકારથી હું મને પોતાને કદાપિ વંચિત રાખવાનો નથી.'

આવા વિચારમાં ને વિચારમાં તે એકદમ ચોંકી ઊઠ્યો. આ પોતે શું કરી રહ્યો છે? દૂર દૂરના પેલા ગામડાના ઘરમાં એના આવવાની આશાએ એક ભોળી છોકરી હાથમાં દહીં ને માળા લઈ રાહ જોતી બેઠી છે!

એનો શું ગુનો છે? સગાંવહાલાં બધાંયે, બન્નેને વચનના પાશમાં

બાંધીને ભાગ્યના એકજ પ્રવાહમાં વહેવડાવવા કમર કસી ઉભાં છે. બાળક્રીડાઓમાં એ પોતે પણ એને પોતાની પત્ની કહીને સ્વીકારતો આવ્યો છે. તો શું આજે એક સામાન્ય મોહની ભમરીમાં પડી, એ સદા કાળની સ્વકીયાને પરકીયા ગણી હડસેલી કાઢવી ? એ શું ન્યાય કહેવાશે ? એ શું ધર્મસંમત ગણાશે ?

એ સ્ત્રી ખૂબ હઠીલી છે. જમાનાજૂની પ્રથાઓને પકડી રાખી એ અંધારા ઓરડામાં જ પોતાને છૂપાવી રાખવા ઇચ્છે છે. સભ્યતાની નિર્મળ જ્યોત્સ્ના એને મન ‘ શહેરના વટલેલવેડા ’ છે એનું નામ, એનું ચાલચલન, રીતભાત બધુંયે ગંદા ગામડિયા વાતાવરણમાં ઢાળેલું છે ! ના, ના, એ જંગલી સ્ત્રી સાથે એનું મિલન—અસંભવિત ! કેવળ અસંભવિત !

ગરમ મગજ ઠંડુ કરવા તે શય્યામાંથી ઊઠી બારી પાસે ગયો. પૂર્ણિમાની નિષ્કલંક ચાંદનાનાં નિર્મળ કિરણો દોડી આવી એનાં આંખ મોં પર આખા શરીર પર રેલાઈ રહ્યાં. બારી આગળ ઉભા ઉભા તેણે પ્રકૃતિની એ નિસ્તબ્ધતા અમલ – ધવલ – લીલામાં પોતાને ડૂબાડી દેવાનો વિચાર કીધો. ચંદ્રનો શુભ્ર પ્રકાશ રેલાવાથી ઝાડ, રસ્તો, સીમ, ઘાટ, બધુંયે શુભ્ર શુભ્ર બની ગયું છે. નાખી નજર પહોંચે ત્યાં સુધી, માત્ર સફેદ પ્રકાશની મનમોહક ચાદર જ દેખાય છે. એક જ પ્રવાહમાં જગત્ આખું મસ્ત બની ગયું છે. એ દેખાવ જોઈ આંખો ભીની થઈ.

વૃંદાવને વિચાર કર્યો: ‘ હું પણ આવો કેમ ન બનું ? પુંટી અસભ્ય છે, જંગલી છે, એથી શું થઈ ગયું ? હું મારા હૃદયની પ્રેમધારા આવી જ રીતે વહેવડાવી તમામ તળાવ ખાબોચિયાંને ધોઈ નાંખી શા માટે તેને તૈયાર કરી ન શકું ? ’

ઓચિંતુ તેના પ્રાણમાં મશ્કરીના ભાવથી કોઈ બોલી ઊઠયું: ' એ નથી બનતું, એ નથી બનતું ! '

શૂન્યમનસ્ક ભાવે માથું હલાવી તે અસ્ફૂટસ્વરે પોતાના મનમાં બોલ્યો: ' કેમ ન બને ! આ ચાંદનીની અમૃતધારાથી આખા જગતનું રૂપ બદલાઈ જાય છે ને ! જરૂર બની શકે. આભાને મારી જરૂર નથી, એ અસીમની છે. એના કરતાં મારી પુંટી જ સારી છે.'

આખા જગત્માંથી જાણે પ્રતિઘોષ થવા લાગ્યો: ' એ જ બરાબર છે. ' કોમળ તરંગના મધુર કલ્લોલમાં ગાન ગાઈને સરિતા જાણે કહી ગઈ–એ જ બરાબર. ઊંઘતાં પંખીઓ એ સુંદર સ્વપ્ન જોઈ ચમકીને જાગી ઊઠી, નિદ્રાથી ઘેરાયેલી આંખે લલકારવા લાગ્યાં–એ જ બરાબર છે, ફૂલની મધુરસુગંધ ખેંચી લાવી પવન જાણે તેના મોં પર લળીલળી કહેવા લાગ્યો: ' એ જ બરાબર છે, એ જ બરાબર છે. ' ચાંદનીએ પણ જાણે બમણા ઉત્સાહથી ઉજ્જ્વળ થઈ કહ્યું: ' એ જ બરાબર છે, એ જ બરાબર છે. '

આઘેનાં વૃક્ષો તરફ તેણે નજર કરી તો તેને લાગ્યું કે જાણે એ પોતાની શાખારૂપી આંગળીઓ હલાવીને તેને નિમંત્રી રહ્યાં છે. ' આવ દોડી આવ, એ વાટ જોતી બેસીરહી છે. આ આહ્વાન અસહ્ય થઈ પડવાથી તેણે બાહ્ય–જગત પરથી દૃષ્ટિ ફેરવી લીધી. થાકયાપાકયા દેહે તે પથારીમાં પડયો પણ તેને ઉંઘ આવી નહિ. પ્રકૃતિની વાણીના પડઘા એના ચિત્તમાં વારંવાર જાગવા લાગ્યા: ' એ જ સારું છે, તું દેશમાં ચાલ. એને તારી મરજી પ્રમાણે ઘડી લે, એમાં શું ! ચાલ, હવે વિલંબ ન કર. '

ઉશ્કેરાટમાં ઓટ આવે એ પહેલાં જ તે પોતાનો સરસામાન બાંધવા બેસી ગયો. બીજેજ દિવસે સવારની ગાડીમાં દેશ તરફ રવાના થઈ જવું એમ એણે મનથી નક્કી કર્યું.

આ જ વખતે મિ. પાલિતના ઘરના એક નિર્જન ઓરડામાં બેઠેલા અસીમના પ્રાણુમાં પણુ આવા જ તરંગો ઊઠી રહ્યા હતાઃ 'હવે શા માટે વિલાયત જવું ?'

એ પ્રશ્ન એના અંતરમાં વારંવાર ઊઠવા લાગ્યો. પણુ એનો ઉત્તર એને ન જડચો. ગમે તે ભોગે આભાને પોતાની કરવા તે ઉદ્યુક્ત બન્યો. હવે તો વિલાયત જવું જ જવું એમ તેણે મન સાથે નિશ્ચય કરી નાંખ્યો.

'ગમે તે રીતે હું આભાને પારકા હાથમાં નહિ જવા દઉં. એ મારી છે, મારી જ છે.' અસીમનું અંતર પોકારી ઊઠ્યું.

: ૧૬ :

શરદનું એક કાળું વાદળું આકાશ માર્ગે વિહરતું જતું હતું, તે એકાએક માથાપર આવીને સ્થિર રહી ગયું. તારના દોરડા ઉપર એક શ્યામ પક્ષી બેઠું હતું, તે અચાનક સિસોટી વગાડી દૂરના આંબાના વન તરફ ઊડી ગયું. ગામના કેટલાક ખેડૂતો કલકત્તાના બાબુને એકી દષ્ટે આવતો જોઈ રહ્યા હતા. વૃંદાવનની નજર એકાએક ભમીને એ તરફ જતાં લોકો ખસી ગયા. એક ગાય પાદરમાં કૂણું ઘાસ ચરતી હતી. એકાએક મોં ઊંચું કરી એણે લોલુપ નજરે પવનમાં હિલોળતા ખેતરના પાક ભણી નજર કરી. પણ બીજીજ પળે અસ્ફૂટ શબ્દ કરી એ ઘાસ ખાવા મંડી ગઈ. ઘર તરફ જતાં રસ્તામાં વૃંદાવન વિચાર કરવા લાગ્યો.

પેલો સફેદ સારસ પાણીને કિનારે ગરદન વાંકી કરી બેઠો છે, એને ખબર છે કે જગતમાં પોતાને કોઈ દુશ્મન નથી. પેલું પક્ષી ઝાડે ઉડતું ફરે છે, એને ખબર છે કે આ સૃષ્ટિ આખી મારા કબ-જામાં છે. વિશ્વમાં બધે આનંદ જ આનંદ રહેલો છે. મુક્ત ! મુક્ત ! આખી સૃષ્ટિમાં બસ મુક્તિનીજ ઘોષણા ચાલી રહી છે. આટલી બધી મુક્તતાના વાતાવરણમાં જ રહેવા છતાં ગામડાંના લોકો મુક્તિના ઉપાસક કેમ નથી બનતા?

પણ આ, ‘ કેમ ’ નો યોગ્ય ઉત્તર તેને સૂઝે તે પહેલાં તો ખસ ખસ અવાજ સાંભળી તેણે ચમકીને નજર કરી તો જણાયું, કે હવે તે પેલા મોટા તળાવના કિનારે આવી પહોંચ્યો હતો. એક વૃક્ષની ઓથે તે ઊભો રહ્યો, અને થોડીવાર મોં વિકાસી જોઈ રહ્યો. ઘાટ પર એકલી બેઠી બેઠી પુંટી વાસણ માંજી રહી હતી. ઘરના પાળેલા હંસો એના હાથમાંથી નંખાયેલા ભાતના દાણા ખાવા જાણે કે તેના શરીર ઉપર ધસી આવતા હતા. પુંટી આ હંસોને હાથના મૃદુ ધક્કાથી પાછા હડસેલી બોલી: ‘ દૂર હટો, છાંટા ન ઊડાડો. ’

વૃંદાવને શાંત ડગે આગળ વધી બૂમ મારી: ‘ પ્રભા. ’

એકાએક પાછળ જોઈ હાથમાંથી માંજવાનું વાસણ છોડી દઈ પુંટી ઊભી થઈ ગઈ. આતુર નયને વૃંદાવન પ્રતિ નિહાળતાં તે પ્રફુલ્લ સ્વરે બોલી : ‘ ઓ મા ! તમે છો. કયારે આવ્યા ? ’

મન પર કાબૂ રાખી વૃંદાવન બોલ્યો: ‘ હમણાં જ આવું છું. પ્રભા, તમે બધાં મજામાં છો ને ? ’

વિસ્મયપૂર્વક એના પ્રતિ નિહાળતાં પુંટીએ પૂછ્યું: ‘ હું તો પુંટી છું. એટલામાં નામ પણ તમે ભૂલી ગયા ? ’

વૃંદાવન નાક સંકોડતાં બોલ્યો: ‘ મને ગામડિયું નામ પસંદ નથી. એટલે મેં તારું નામ પુંટીને બદલે પ્રભા રાખ્યું છે સમજીને ! ’

પુંટી હસતાં બોલી: ‘ તમે પાડયું તો પાડયું અત્યારે તે કોણ યાદ રાખે છે. જન્મથી જ એ પુંટી હતી તેને આજે પરભા બનાવો તે શી રીતે યાદ રહે. કોઈ બોલાવે તો, કદાચ જવાબ દેવામાં પણ ભૂલ થશે.’

વૃંદાવન બોલ્યો: ‘ કંઈ હરકત નહિ. બે ચાર વખત ભૂલ થશે પણ પછી આપોઆપ ટેવાઈ જવાશે.’

માંજેલું વાસણ પુંટીએ કેડ ઉપર ઉપાડી લીધું અને બોલી: ‘બીજી બધી વાત પછી, અત્યારે તો ઘેર ચાલો.’

વૃંદાવન પળવાર સ્થિર નયને ભારથી નમેલા પુંટીના દેહ તરફ નિહાળી રહ્યો અને બોલ્યો: ‘પ્રભા, આ બધું વૈતરું શા માટે? હવેથી ના કરતી.’

‘વાહ રે! અમે અમારું કામ કરી શું નહિ તો પછી કરશે કોણ? — તમે?’ પુંટીએ કહ્યું.

અસ્થિર આંખે ચારે બાજુ જોઈ વૃંદાવન બોલ્યો: ‘શું બીજું કોઈ કરનારું નથી?’

પુંટી હાથનો ચાળો કરી બોલી: ‘તમે તો નવાઈનું બોલો છો, બીજું કોણ હોય તે? કામ કરવામાં હું ને મા એના કામમાંથી થોડો ઘણો ભાગ ન પડાવું તો એ એકલી કેટલું કરે, કહો જોઈએ?’

અધીરભાવે પગ પછાડી વૃંદાવન બોલ્યો: ‘દાદા કેવી ભૂલ કરે છે! કોઈ બાઈ રાખી લીધી હોય તો વાંધો શું છે?’

હોઠ કરડી પુંટી બોલી: ‘વાહ કલકત્તાની હવા ખરી લાગી છે. ઘરમાં માણસો તો આખાં ત્રણ, ને એટલાંનું કામ કરવા વળી બાઈ રાખવી પડે, એવી શી જરૂર? પકદા બીબી નથી થવું કંઈ?’

દૃઢતાપૂર્વક વૃંદાવન બોલ્યો: ‘નહિ એ નહિ ચાલે. દાદા આ ખોટું કરે છે!’

પુંટી હસીને બોલી: ‘વારુ એ ઝઘડો એમની સાથે પતાવી લેજો, અત્યારે ઘેર તો ચાલો.’

બંને ચાલતાં હતાં, ત્યાં વૃંદાવન બોલી ઉઠ્યો: ‘આ વખતે હું કેમ ઘેર આવ્યો છું તેની ખબર છે તને?’

માથું નકારમાં ધુણાવી પુંટીએ એની સામે જોઈ પૂછ્યું: 'કેમ ?'

વૃંદાવન બોલ્યો: 'તને સાથે કલકત્તા લઈ જવા માટે.'

મૂઠી વાળેલા હાથે ગાલ દાબી પુંટી બોલી ઊઠી: 'ઓ મા! આ શું! કેવું બોલો છો તમે તે? ત્યાં આવીને હું કરીશ શું?'

ગંભીર સ્વરે વૃંદાવન બોલ્યો: 'હું જઈને ત્યાં જે કરું છું, તે તું પણ કરજે, ભણતાં શીખજે.'

પુંટી ખંધાઈ ભર્યું હાસ્ય કરી બોલી: 'શા માટે? મારે નોકરી કરવાની છે કે શું?'

વૃંદાવન હસીને બોલ્યો: 'ભણ્યા ગણ્યા એટલે શું નોકરીજ કરવી પડે એમ માને છે?'

પુંટીએ પ્રશ્ન કર્યો: 'તો પછી?'

વૃંદાવન સ્થિર નજરે એના મોં સામે જોઈ ગંભીરતા ધારણ કરી બોલ્યો: 'ભણ્યાવિના જ્ઞાન મળતું નથી, ભવિષ્યના જીવનના સુખ માટે ભણતર એ સૌથી પહેલી જરૂરની ચીજ છે.'

પુંટી ખોજાઈ ને બોલી: 'આ બધું તમે શું કહી રહ્યા છો? મને તો કંઈ સમજ પડતી નથી. મારાથી તો ભણવા કરવાનું કંઈ નહિ બને. કહે છે કે કલકત્તા ગયા પછી ભણવા માટે મડમ બનવું પડે છે.'

વૃંદાવન હસીને બોલ્યો: 'ઊજળાં લૂગડાં પહેરવાથી કંઈ મડમ નથી થઇ જવાતું. બાકી તંદુરસ્તી માટે સ્વચ્છ ઉજળાં લૂગડાં જરૂરી છે.'

પુંટી ચીડાઈને બોલી: 'તો અમે ગામડાનાં લોક શું સદાકાળ બિમાર જ રહીએ છીએ એમ તમે માનો છો? કલકત્તાની મડમો શું અમારા જેટલું કામ કરી શકશે, કહો જોઉં? ભણતર, ભણતર

કોને કહો છો, અહીં અમે શું ઓછું ભણતર ભણીએ છીએ? તમારા શહેરની છોકરીઓને રાંધતાં અને અનાજ વીણતાં આવડે છે? ચણા મમરા બનાવતાં આવડે છે?'

વૃંદાવન બોલ્યો: 'એ બધું ન આવડે તો પણ ભવિષ્યની પ્રજાને લાભ થાય એવું ભણતર એ પ્રાપ્ત કરે છે. પહેલાં માતાને સંસ્કારી બનાવવી જોઈએ, તોજ બાળકો સારાં થાય. આપણાં જ છોકરાંનો વિચાર કર, પહેલાં તારી જ સાથે એ રહેવાનાં, તે વખતે તું એને શું શીખવીશ? માત્ર ઘરનું કામકાજ કરવું ને વાસણ માંજવાં એ સિવાય બીજું તને આવડે છે શું વારુ?'

આશ્ચર્યથી જીભ બહાર કાઢી પુંટીએ એક વખત વૃંદાવનની સામે જોયું. પછી ત્રાંસી નજરે જોઈ બોલી: 'જાઓ, આવું બધું બોલો છો તમે તો?'

વૃંદાવન તેજથી બોલ્યો: 'હું ખરું જ કહું છું, આપણાં ભાવિ બાળકોને સુધારવાની જવાબદારી જેટલી માતા તરીકે તારી છે, તેટલી મારી નથી.'

પુંટી અણગમો દર્શાવતી બોલી: 'છિ, ભણી ગણીને છેવટે આવુંજ શીખ્યા? બસ, આવી નકામી વાતો! જાઓ તમે તો ઘણા ખરાબ છો!'

: ૧૭ :

**વૃંદાવન** ઘરમાં આવીને જ્યારે પ્રણામ કરીને સામે ઉભો રહ્યો, ત્યારે વૃદ્ધ હરદયાળ કાગળ કલમ લઈ હિસાબ ગણવામાં મશગૂલ હતા. ચસમામાંથી ત્રાંસી નજરે એક વખત જોઈ લીધા બાદ ડોસાએ હાથમાંની કલમ ઝડપથી ચલાવવા માંડી. પૌત્રને સત્કારવાનું તેમજ તેના નમસ્કારને ઝીલી આશીર્વાદ આપવાનું પોતાનું કર્તવ્ય છે એ વાત તેઓ તદ્દન વીસરી જ ગયા.

થોડીવાર શાંત ઉભા રહ્યા પછી, વૃંદાવન કપડાં બદલવા ઘરમાં જવા લાગ્યો, ત્યારે હરદયાળે ઊંચું જોયું. થોડેક દૂર પુંટી તરતનાં માંજેલાં વાસણો વ્યવસ્થિત ગોઠવતી હતી. ડોસાએ તેને ધીમેથી પાસે બોલાવી પૂછ્યું: 'વૃંદાવન આમ એકાએક આવી રીતે ક્યાંથી આવી ચઢ્યો છે પુંટી?'

મોં ફેરવી પુંટી બોલી: 'મને શી ખબર હોય! પોતાને ઘેર આવવું એમાં વળી એકાએક શું ને બીજ એકાએક શું?'

ડોસો સ્થિર નજરે થોડી વાર એ કામકાજમાં ગૂંથાયેલી છોકરી તરફ જોઈ રહી. નિઃશ્વાસ નાખી બોલી: 'એ ખરું.'

પુંટી ચીડાએલા સ્વરે વચ્ચે બોલી ઉઠી: 'તમેજ તેને પૂછી લો ને! હું કંઈ ત્રિકાળજ્ઞાની છું કે બીજાના મનની વાત જોષ જોઈને જાણીને કહી શકું?'

આસપાસ પડેલા ચોપડા કાગળિયાં વગેરે એકત્ર કરી પોટકી બાંધતાં ડોસો બોલ્યો: 'એ પૂછીશ જ તો. શું હું તારાથી ગભરાઈને ગૂપચૂપ બેસી રહીશ, એમ તું ધારે છે? હાય પરાયાં ને ભેગાં કરી મેં મારું ઘર ભર્યું છે.'

આજ વખતે વૃંદાવન ઘરમાંથી બહાર આવતો હતો. તેને જોઈ ડોસાએ બાંધેલી પોટલી ફરીથી છોડી નાંખી.

વૃંદાવન તેમની પાસે આવીને બોલ્યો: 'હું આમ એકાએક આવ્યો તેથી તમને આશ્ચર્ય તો નથી થતુંને, દાદા?'

ડોસો કશુંજ ન બોલ્યો. પણ તેનો ચંચળ હાથ ચોપડીનાં પાનાં એક પછી એક ઉથલાવ્યે જતો હતો. ઓચિંતો એક પાન પર હાથ રાખી તે એક ચિત્તે હિસાબ કરવા લાગ્યો. આ એકાગ્રતાની પાછળ કંઈક રહસ્ય રહેલું છે એની વૃંદાવનને પૂરેપૂરી જાણ હતી. તેમ છતાં, આજની દરદયાળની આવી રીતભાતથી આઘાત લાગ્યો.

તે ધીરે ગંભીર સ્વરે બોલ્યો: 'ઘેર આવેલા માણસનો શું આવી રીતે સત્કાર થતો હશે, દાદા? બહારની મૂંઝવણો ટાળવા બહારથી માણસો ઘેર દોડી આવે છે!'

ડોસો ગંભીર સ્વરે બોલ્યો: 'કોણ કોનું સગું છે! જ્યારે એકાદ કાગળની ચબરખીનીયે આશા નથી રાખી શકાતી ત્યારે,

ખાલી ખેંચતાણ કરી માયા શું કામ વધારવી! આ દુનિયામાં સૌને ફક્ત પૈસા સાથે સંબંધ છે, બીજું કંઈ નહિ!'

કેવો ભારે અભિમાનનો જુસ્સો ડોસાના ઉરમાં ઉછળી રહ્યો હતો તેની વૃંદાવનને હવે ખબર પડી. તેથી હળવે સાદે તે બોલ્યોઃ 'શું કરું કહો, ગયો કે થોડા જ દહાડામાં એક મોટરના અકસ્માતની ધાંધલમાં પડવું પડયું, અને તેથી કાગળ લખવાનો સમય જ ન મળ્યો!'

વૃંદાવનનો જવાબ સાંભળી ડોસાનું અભિમાન એક પલકવારમાં જ ઓગળી ગયું. ચોપડાનું પાનું ફેરવવાનું બંધ કરી ડોસો ઉત્સુકતાપૂર્વક તેની સામે જોતાં બોલ્યોઃ 'કેમ બહુ વાગ્યું હતું વિન્દા, હજુ એની પીડા થાય છે કે કેમ? લાવ અભય ડાકટરને બોલાવી લાવું?'

ડોસાના વાત્સલ્યભર્યા શબ્દોથી વૃંદાવનના હૃદયમાં શાંતિ થઈ. તે સ્મિત કરી બોલ્યોઃ 'ના, ના દાદા મને અકસ્માત નહોતો થયો, પરંતુ એક છોકરીને થયો હતો. એને બચાવવા જતાં મને સ્હેજ વાગ્યું હતું. પરંતુ એ તો ક્યારનુંયે મટી ગયું છે.'

ડોસો તેની વાત બરાબર સાંભળી રહ્યો હતો. તેણે નિઃશ્વાસ નાખી કહ્યુંઃ 'હજુ તું એવો ને એવો જ રહ્યો. પારકા માટે પોતાના જીવને એમ જોખમમાં નંખાય! જો તું જ મોટર તળે પીલાઈ ગયો હોત તો તારું શું થાત કહે જોઉં? સાંભળે છે પુંટી, વૃંદાવન કંઈ એવો માણુસ નથી! એ તો જરા કોક છોકરી મોટરની અડફટમાં આવી જવાથી તે કાગળ લખી શક્યો નહિ. મને વીતાડે – એવો થોડો છે કંઈ'

ડોસાએ આનંદના અતિરેકમાં બધો દોષ પુંટીને માથે ઢોળી પાડી નિરાંતનો શ્વાસ લીધો. પુંટી ત્રાંસી નજરે એના મોં સામું નિહાળી જરા હોઠમાં હસી. ડોસાએ ચંચળસ્વરે પૂછયું: 'પછી? આમ એકએક ક્યાંથી આવ્યો, તારે કંઈ જોઈએ? પરદેશમાં હંમેશાં સારી રીતે રહેવું. પૈસાની કંજુસાઈ ન કરવી. જ્યાં લગી હું બેઠો છું ત્યાં લગી તારે લેશ માત્ર પણ ચિંતા કરવા જેવું નથી.'

'હું પ્રભાને મારી સાથે તેડી જવા સારુ આવ્યો છું.' વૃંદાવન માથું નીચું રાખી બોલ્યો.

ડોસાએ વિસ્મયથી તેની સામે જોઈ પૂછયું: 'પ્રભા કોણ વળી?'

પુંટી એકદમ શરમિંદી બની ગઈ. તે નીચું મોં રાખી બોલી: 'દાદા! તમને ખબર નથી કે! એમણે મારું નામ હવે એ રાખ્યું છે.' આમ ઝપાટાબંધ એ બોલી તો ગઈ. પરંતુ એ ત્યાં ઉભી ન રહી શકી. એ એકદમ ત્યાંથી જતી રહી.

ડોસાએ ઉલ્લાસિત સ્વરે કહ્યું: 'ત્હેં બહુ જ સરસ કર્યું વૃંદાવન, કેવું સરસ નામ પાડયું છે. આપણા ગામડાગામમાં છોકરીઓનાં આવાં રૂપાળાં નામ પડે પણ ક્યાંથી, ને સાંભળવાના તો મળે જ ક્યાંથી? અરે એ! પરભલી સાંભળ – એમાં શરમાય છે; શાની?'

બોલાવવા છતાં પુંટી પાછી ન ફરી તે જોઈને ડોસો ખડખડાટ હસી પડયો અને બોલ્યો: 'છોકરી કેવી શરમાય છે! અત્યારે એને તારી સાથે લઈ જઈ શું કરવું છે, ભાઈ! એનું લગ્ન થવા દે ને. પછી તું તારી મરજી ફાવે ત્યાં એને લઇને જજે.'

'એમ નહિ બને, દાદા, મારે તો એને અત્યારે જ લઈ જવી છે.' વૃંદાવને દૃઢ સ્વરે કહ્યું.

ડોસો અટ્ટહાસ્ય કરી ઉઠયો અને બોલ્યો: 'લગ્ન પહેલાં

સાહેબ અને મડમ થઈ સંવનન કરવા માગો છો ખરું ! સારું ભાઈ ! સારું લઈ જા. ત્યારે એને, હું કયાં ના પાડું છું. '

વૃંદાવનના વદન પર લાલશ છવાઈ ગઈ. એકદમ ભવોને દબાવી દઈ ને તે બોલ્યો: ' એટલા સારું નહિ, પણ મારે એને શાળામાં ભણવા મૂકવી છે. '

' નિશાળમાં જશે ! નિશાળમાં જઈને એ હવે શું કરશે ? ' ડોસાએ નવાઈ પામી ગંભીર સ્વરે પૂછયું.

વૃંદાવને કહ્યું: ' કેમ ! નિશાળમાં બીજી છોકરીઓ જે કરે છે તેજ તે કરશે. ભણશે ગણશે, શીવવાનું શીખશે, ગાવાનું શીખશે, ભરતગૂંથણ શીખશે વગેરે કેટલાંએ કામ—'

વચ્ચે જ ડોસો સહાસ્ય બોલી ઊઠયો: ' ભાઈ ! એમજ કહેને કે તારે એને પૂરેપૂરી મડમ બનાવવી છે. '

' દાદા ! હું એને લઈ જવાનો છું એ તો નક્કી જ છે. તમે ગમે તેવી મશ્કરીઓ કરો પરંતુ હું મારું ભવિષ્ય બગડવા દેવાનો નથી. ' વૃંદાવને ગંભીર સ્વરે કહ્યું, ' વૃંદાવન ! એ નહિ બને. ' ડોસાએ મક્કમતાથી કહ્યું.

' કેમ નહિ બને, દાદાજી ? હું તેડી જવાનો છું. ' હઠ કરી વૃંદાવન બોલ્યો.

આંખો ઊંચી કરી, માથું ધુણાવતાં ડોસાએ કહ્યું: ' મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં શું તારી બહાદુરી ગણાશે, વૃંદાવન ? '

' પરંતુ તમે અયોગ્ય આજ્ઞા કરો છો દાદા. !' ઉદાસભાવે વૃંદાવન બોલ્યો :

' પરાપૂર્વથી આપણા કોઈપણ પૂર્વજે જે નથી કર્યું તે તારે

કરવું છે! અને મને વગર મોતે મારવો છે?' ડોસો ગુસ્સાથી બોલ્યો.

'આપણા વડવાઓ પશુઓ હોત, અને ઘેટાં બકરાં કે ગાય માફક ચારપગે ચાલતા હોત તો શું આપણે પણ એમનું અનુકરણ જ કરવું પડત ખરું ને!'

'વૃંદાવન...' ડોસાએ તીક્ષ્ણ સ્વરે બૂમ પાડી.

વૃંદાવન બોલ્યો: 'પોતે જ જાણી બૂઝીને પ્રહાર કરવા જાઓ, પછી એમાં બીજાનો વાંક શો?'

ડોસાએ કહ્યું: 'હું એને નહિ જ મોકલું વૃંદાવન! હું જીવું છું ત્યાં સુધી તો મારી મરજી મુજબજ...'

વૃંદાવને સક્રોધ કહ્યું: 'હું એને લઈ જ જવાનો છું. જો તમે એને મારી સાથે અત્યારે નહિ મોકલો તો હું એવી અભણ અને જંગલી છોકરી સાથે લગ્ન જ નહિ કરું.'

ડોસાને કંઈક ખોટું લાગ્યું. એને ઘેરથી બીજે ક્યાંક ચાલ્યા જવાનો વિચાર આવ્યો તેણે કહ્યું: 'તને ફાવે તેમ કર. વૃંદાવન હવે હું કંઈપણ કહીશ નહિ. હવેથી તું મારી આશા બિલકુલ રાખીશ નહિ. હું હવે મારી બધી મિલ્કત વેચીનાખી વૃંદાવન તરફ જતોરહીશ.'

'ભલે, જાઓ, મને કંઈપણ વાંધો નહિ અને મારે તમારી મિલ્કતની પણ જરૂર નથી.' ઉશ્કેરાયેલો વૃંદાવન એકાએક બોલી ઉઠ્યો.

રૂમાલ ખેંચી લઈ ખભા પર નાખી ધબધબ કરી ડોસો ત્યાંથી તરત જ ચાલી નીકળ્યો. જતાં જતાં તેણે કહ્યું: 'પરાયાં કોઈ કાળે પોતાનાં બનતાં નથી. પારકાંને પોતાનાજેવાં ગણી, સંભાળી, ઉછેરીને મોટાંકર્યાં તે શું આવાં ફળ ચાખવા! જાઉં, હવે જો બીજું કોઈ મળે તો! વેચી દઉં!'

ડોસો ત્યાંથી ચાલતો થયો.

વૃંદાવન થોડોક સમય શુન્ય બની ત્યાં જ બેસી રહ્યો ! બારણા પાછળ ઉભેલી પુંટી આડમાંથી ધીમેધીમે બહાર આવી અને બોલી: 'તમે દાદાને આમ શું કરવા ખીજવ્યા હેં !'

વૃંદાવને એનો પ્રશ્ન દાબી દીધો અને પૂછયું: 'તું મારી સાથે આવીશ કે નહિ ?'

પુંટી નીચું મોં કરી, પગના અંગૂઠા વડે ભોંય ખોતરવા લાગી તેમાંથી કંઈ સ્પષ્ટ જવાબ દઈ ન શકી.

'બોલ શું વિચાર કરે છે ?' વૃંદાવને ગુસ્સાથી પૂછયું.

થોડીવાર ચૂપ રહી પુંટી ઊંચું મોં કરી કંઈક બોલવા ગઈ, પરંતુ એનાથી કંઈ એક અક્ષર પણ બોલી શકાયો નહિ.

'તો તું નહિ આવે ખરુંને ?' નિરાશા ભર્યા ભાવે જમીન પર હાથ પછાડી વૃંદાવન બોલ્યો.

ચંચળભાવે હાથના નખવડે ભોંય ખોતરતી ખોતરતી પુંટી બોલી: 'દાદા, ના પાડે છે એટલે...'

એકદમ ઊઠી ઊભો થઈ વૃંદાવન બોલી ઉઠયો: 'એમ, ભલે–જેવી તારી મરજી. હવે તારો અને મારો સંબંધ અહીથી જ પૂરો થાય છે. સમજીને.'

આમ કરી એણે તરત જ અભરાઈ ઉપરથી શાલ ખેંચી બગલમાં મારી, પગમાં જેમ તેમ બુટ પહેરી લીધા, અને પછી તરત જ વૃંદાવન ઝડપથી ચાલ્યો ગયો. પુંટી પળવાર સ્થંભિત બની ગઈ. મોં પર ઉભય કર ઢાંકી બારણા વચ્ચે જ બેભાન જેવી બનીને ફસડાઈ પડી.

ડોસો હરદયાળ બરાબર એ જ વખતે હાથમાં એક મોટી માછલી લઈ ત્યાં આવી પહોંચ્યો. બારણામાં પગ મૂકતાં જ તેણે બૂમ મારી: 'વિન્દા, ભાઈ વિન્દા, જો તો ખરો, કેવી મોટી માછલી લાવ્યો છું. અઢી રૂપિયાથી એક પાઈ પણ ઓછી ન લીધી. હશે ...ત્યારે માછલી સિવાય ભાત પણ કંઈ ઓછો ખવાય?'

જેમતેમ આંખો સાફકરતાં અને ઉભાથવાનો યત્ન કરતાં પુંટી બોલી: 'દાદા! એ તો જતા રહ્યા છે.'

ડોસો એક મોટો નિઃશ્વાસ નાખી; હાથમાંની માછલી ફેંકી દઈ બારણા પાસે જ ફસડાઈ પડ્યો.

થોડીવાર પછી સ્વસ્થ થઈને બોલ્યો: 'ગયો તો ભલે ગયો, આપણે પણ વૃંદાવન જઈએ, કેમ બરાબરને પુંટી, તું આવીશ કે?'

પુંટી મુંગી રહી, માથું નીચું નાંખી રડવા લાગી.

વંટોળિયાની માફક થાકમણિ ત્યાં ઝડપથી દોડી આવી બોલી: 'કલકત્તાથી વૃંદાવન આવ્યો છે છતાં મને કેમ હજુ સુધી જણાવ્યું નહિ. પુંટી! ક્યાં છે એ?'

'હવે એનું નામ જ મારા ઘરમાં લેશો નહિ, એને ને મારે હવે કંઈ પણ સંબંધ જ રહ્યો નથી.' ડોસાએ રોષથી કહ્યું.

'કેમ, વળી પાછું શું થયું?' ચમકીને થાકમણિએ પૂછ્યું.

'પરાયાં કોઈ દિવસ પોતાનાં થયાં છે? જે થયું તે સારું જ છે. ઘરબાર સંકેલી લો, હવે વૃંદાવન જવાનું છે.' ડોસો ઉદાસ ભાવે બોલ્યો.

થાકમણિએ પુંટી પ્રતિ તીવ્ર દૃષ્ટિ ફેંકી, અને કર્કશ સ્વરે બોલી: 'તેં જ કજીયો કર્યો હશે પુંટી!'

ડોસો અશ્રુ વહાવતાં બોલ્યો. 'મેંજ એને અહીંથી કાઢી મૂક્યો છે. એમાં પુંટીનો જરાયે દોષ નથી. મને જે કહેવું હોય તે કહે!'

થાકમણિ મનનો ગુસ્સો દબાવી બોલી: 'હવે ઘડપણમાં અક્કલ ગઈ લાગે છે!'

હાથમાં પકડેલો કાગળ થાકમણિ તરફ નાખી ડોસો બોલ્યો: 'હા, જેમ કહો તેમ. તમારાથી ન ખમાતું હોય તો જતાં રહો. મારે હવે કોઈની પણ જરૂર નથી.'

'જતાં રહીશું', થાકમણિ સક્રોધ બોલી. જિંદગી બધી તમારી ગાળો ખાઈને પેટ ભરવામાં, બદલો તો બહુ સારો મળ્યો ? ચાલ પુંટી.'

પુંટીને ત્યાંથી ઉઠવું ન ગમ્યું. પરંતુ તેની મા તેનો હાથ પકડી ઉભી કરતાં બોલી: 'શું મરવા અહીં રહેવું છે? અહીં હવે શું મરીશ? ચાલ મારી સાથે!'

ડોસો તેમની પાછળ કેટલોક વખત ફાટી આંખે જોઈ રહ્યો. થોડી વાર પછી તે નિઃશ્વાસ નાખી બોલ્યો: 'અરેરે! વૃંદાવનચંદ્ર! હું તને ખરેખર ભૂલ્યો. અને એનું જ આ પરિણામ–મારી આ દશા!'

: ૧૮ :

**ભયાનક** વિપત્તિના મુખમાં માણુસ કદી પણ એકલો અટૂલો છાતી કાઢી ઉભો રહી શકતો નથી. કોઈ સોબતી મેળવી દુ:ખનો અડધો હિસ્સો વહેંચી નાખવાની તેને ઈચ્છા થાય છે. સહાનુભૂતિને માટે તેના પ્રાણ તરફડાટ કરવા માંડે છે. તેથી નિકટના સ્નેહીના સ્નેહ – કોમળ બાહુબંધનમાં તે નિજહૃદયના ઊના ઉચ્છ્વાસ ઢાળી દેવા ચાહે છે. અને તેને બદલે અનંત શાંતિસુધા પામવાની એ આશા રાખે છે. પણ એ નિકટનું સ્વજન જ જો મોં ફેરવી બેસે, તો પછી એને કશાનું ભાન રહેતું નથી. પછી એ કોઈ સ્નેહ – કરુણ આશ્રયની ખોળમાં પોતાનું કે પારકું એવો ભેદ નથી રાખતો; શત્રુ કે મિત્રનો ભેદ પણ નથી સમજતો.

આપણા વૃંદાવનની દશા એ જ થઈ. હૃદયના ભયંકર આવેગનો પ્રવાહ બદલવા એ આવ્યો, ત્યારે નહિ ધારેલો એવો એક પ્રબળ આઘાત સહવો પડ્યો. જેને ખૂબ સહજ ભાવે ઘડી, પોતાને અનુકૂળ કરી લેવાનું સહજ ધાર્યું હતું તે તો રહી દૂર – દૂર અતિ દૂર; વધારામાં હૃદયમાં એવો ઘા થયો કે બાણથી ઘવાયેલા પંખીની પેઠે

એ આશ્રયસ્થાન શોધવા દોડચો. તેના માનસચક્ષુ આગળ તે વખતે એક જ સ્નિગ્ધ પ્રકાશ હતો, સ્નેહના આશ્રયરૂપે માત્ર પરિચિત પાલિત કુટુંબ જ તેને દેખાયું. ચંદ્ર પ્રાપ્ત નથતાં તે આગિયાના પ્રકાશને પકડવા દોડચો. હાયરે વિધાતા !

ઘેલાની પેઠે તે મિ. પાલિતને ઘેર આવી ઉભો. તે વખતે બપોર થઈ ગયા હતા. ફરવા જવાનાં કપડાં પહેરી સૌ ફરવા જવા ઘરની બહાર આવી ઉભાં હતાં. નિર્મળા એની સખીની બાજુમાં જ ઉભી હતી.

આવા રૂપમાં વૃંદાવનને એકાએક આવેલો જોઈ સૌ આતુર નયને તેને નિરખી રહ્યાં. છેવટે અબરાક નિર્મળા શાંતિનો ભંગ કરી બોલી ઉઠીઃ ' આ શું ! વૃંદાવનબાબુ ? આમ શિકારી કાગડાની પેઠે તમે ક્યાંથી એકાએક આવી ચડચા ? '

સખેદ અવાજે વૃંદાવને ટૂંકમાં જવાબ દીધોઃ ' દેશમાંથી. '

મિ. પાલિત નવાઈ પામી બોલ્યાઃ ' શું કહો છો ! એટલામાં દેશ તરફ ગયા ક્યારે ને પાછા આવ્યા ક્યારે ? '

મ્લાન હાસ્યકરી વૃંદાવન બોલ્યોઃ ' આજે જ ગયો હતો. '

ચિંતાતુરભાવે અમલા બોલીઃ ' ખાધું છે ખરું કે નહિ ? '

વૃંદાવન જાણી જોઈને બંધનમાં બંધાવા આવ્યો હતો, એટલે જરાય જૂઠું બોલી શક્યો નહિ. બીજી બાજુ મોં ફેરવી તે બોલ્યોઃ ' એક રીતે ખાધું છે એમ કહેવું હોય તો કહેવાય. '

અમલા બોલીઃ ' હં, એ તો સમજી ! ચાલો ઘરમાં. આવો મૂરખ; બીજો કોઈ છોકરો મેં ન જોયો ! '

વૃંદાવન મ્લાન હાસ્ય કરીને બોલ્યો: 'હું પછી ખાઈશ.'

પછી મિ. પાલિતની સામે જોઈ એ બોલ્યો: 'આપની સાથે મારે થોડી વાત કરવી છે, આપને વખત છે?'

મિ. પાલિત પ્રફુલ્લ વદને બોલ્યો: 'વાહ! વખત છે જ. ચાલોને – પરસાળમાં જ બેસીએ.'

અમલા ખીજાઈને બોલી: 'ના, ના હમણાં વાતચીત કંઈ જ નહિ. પહેલાં મારી સાથે આવો, કંઈ પેટમાં નાંખો પછી બધું થશે.'

વૃંદાવન બોલ્યો: 'પણ મારી વાત બહુ મહત્વની છે. એને બોલતો અટકાવી અમલા બોલી: 'છો રહી મહત્વની, થોડું પેટમાં નાખ્યા પહેલાં હું વાત કરવાદેવાની નથી, સમજ્યા?'

આભાનો હાથ દાબી નિર્મળાએ એના કાનમાં ધીમેથી કહ્યું: 'સખી, તારો વર આવ્યો હોં.'

માથું ધુણાવી આભા બોલી: 'ઉંહ! બહુ બટક બોલી છે તું! જા, તારી સાથે વાત નહિ કરું.'

નિર્મળા હસીને બોલી: 'તે શું કરવા કહે? હવે મારી શી જરૂર છે?' આભા નિર્મળાનો હાથ દાબી એક છૂપો ઈશારો કરી બોલી: 'હવે બોલીશ કદી?'

નિર્મળા બોલી: 'કેમ નહિ બોલું? અત્યાર લગી તો ધીમેથી બોલતી હતી પણ હવે બૂમો પાડી બોલીશ.'

કોઈ રીતે આ ચબરાક છોકરીને મ્હાત કરી ન શકવાથી આભા ત્વરિત ગતિએ ત્યાંથી ચાલી ગઈ.

વૃંદાવનને બહારના ખંડમાં બેસાડી અમલા ઝડપથી ઘરમાં ગઈ અને બીજી જ પળે એક રકાબીમાં પૂરી, મેવો મીઠાઈ વગેરે

ખાદ્ય ભરીને આવી: 'આજે મેંદો જરા વધુ બંધાઈ ગયો હતો. મને થયું, આટલું બધું કોણ ખાશે. એનીતો વાત તમને ખબર છે! એક કલાક પછી ખાવાનું એમને મન વાશી થઈજાય છે, એટલે છેવટે ફેંકી દેવું પડત.' અમલાએ ખાવાનું પીરસતાં કહ્યું.

વૃંદાવન હસીને બોલ્યો: 'તો હુંયે એવું એક નકામું જાનવર છું. મને ખવડાવવું અને ફેંકી દેવું. બન્નેમાં કંઈજ ફરક નથી.'

અમલા ગંભીર સ્વરે બોલી: 'છિ: એમ બોલાય કે? અમે તારા પર કેટલો સ્નેહ રાખીએ છીએ. એ ભૂલી જાય છે ખરું?'

એમની આ વાતચીતમાં વચ્ચે જ મિ. પાલિત બોલ્યા: 'હં, શી વાત કહેવાની હતી વૃંદાવન?'

શુષ્ક હાસ્ય કરી વૃંદાવન બોલ્યો: 'આજે હું એકલો અટૂલો નિરાશ્રિત છું.'

સ્નેહભર્યા અવાજે અમલા બોલી: 'અમને પરાયાં ન માનીશ, વૃંદાવન!'

સાથે સાથે મિ. પાલિત પણ કહેવા લાગ્યા: 'આપણે બધાં માત્ર બે હાથને પગ લઈને આ પૃથ્વીપર આવ્યાં છીએ, વૃંદાવન! અને જતી વખતે એથી વધારે કંઇ સાથે લઇ જવાનાં નથી. એટલે જ્યાં સુધી એ બે તારી પાસે સાજાસમાં છે ત્યાં સુધી તારે નિરાશ થવાની જરૂર નથી. આખી દુનિયામાંથી તું ખાલી હાથે પાછો આવે તો પણ એટલું યાદ રાખજે કે આ ઘરનાં દ્વાર તારે માટે કદીયે બંધ નહિ થાય.'

વૃંદાવન ચંચળ સ્વરે બોલ્યો: 'ધન્યાવદ! પરંતુ મારી આશા એથી ઘણી મોટી છે.'

વચમાં જ અમલા બોલી : 'કશો વાંધો નહિ તને ન આપી શકીએ એવું અમારી પાસે કાંઈ જ નથી.'

એકદમ ઉત્સાહના આવેગમાં વૃંદાવન બોલી ઊઠ્યો: 'ખરેખર કશું જ નથી ? તો ખરેખર આપી શકશો એમ ? હું કહું કે મારે આભા જોઈએ છીએ તો તે આપી શકશો ? અવસ્ય મારામાં પોષણની તાકાત ન આવે ત્યાં સુધી હું નથી માગવાનો; પણ એટલા દિવસ રાહ જોઈ શકશો ને ?'

અમલા ત્રાંસી નજરે પતિની સામે જોઈ બોલી: 'એ બીજા કોની છે, ભાઈ! એ તો તારી જ છે તો. તારી ચીજ તું માગે એમાં શું વાંધો હોય!'

વૃંદાવન ચંચળ વદને મિ. પાલિતની ભણી જોઈ બોલ્યો: 'આપનો પણ શું આજ મત છે?'

ગંભીર ભાવે માથું ધુણાવી મિ. પાલિતે કહ્યું 'ના' એકદમ વજ્રથી ઘવાયાં હોય તેમ સ્તબ્ધ બનીને સૌ મિ. પાલિતની ભણી જોઈ રહ્યાં. જેમ તેમ કરી ઊઠી ઉભો થઈ વૃંદાવન બોલ્યો : 'તો હું રજા લઉં છું, નમસ્કાર!'

એને રોકી મિ. પાલિત વચ્ચે જ શાંત અવાજે બોલ્યા: 'ઊભા રહો!'

ઊંડો નિઃશ્વાસ નાંખી વૃંદાવન સામે પડેલી એક ખુરશીમાં બેસી ગયો. અમલાએ ગંભીર બની પૂછ્યું. 'કેમ!'

મિ. પાલિત હસીને બોલ્યા: 'તને ખબર છે કે મારી ઘણા વરસની ઈચ્છા એવી છે કે જમાઈ વિલાયત જઈ આવેલો હોવો જોઈએ.'

વૃંદાવન ફરી ઊઠીને ઉભો થયો, બોલ્યો: 'મારે માટે તે અશક્ય જેવું...'

વચમાં જ મિ. પાલિત બોલ્યા: ‘ કંઈજ અશક્ય જેવું નથી. તું જો મારી સૂચના પ્રમાણે કરે તો બધું શક્ય બને. ’

વૃંદાવન ઉત્સુક બની બોલ્યો: ‘ શી સૂચના છે, આપની ? ’ મિ. પાલિત બોલ્યા: ‘ વધારે કંઈ જ નહિ હમણાં તો તું મારા પૈસા લઈ વિલાયત જા પછી, કમાય ત્યારે પૈસા પાછા આપી દે જે. ’

ઉત્સાહભરી આંખે અમલા સ્નેહકરુણ સ્વરે બોલી: ‘ એમાં ભારે શું વાત છે ભાઈ! ’

આભાની આતુર દૃષ્ટિ પણ આના જવાબની અપેક્ષા રાખી રહી હતી. હાસ્યમયી નિર્મળા પણ ઉત્સુક બની જોઈ રહી હતી.

વૃંદાવન સ્થિર અકંપિત સ્વરે બોલી ઊઠયો: ‘ અસંભવિત ! ’

અમલા ગભરાઈ ને બોલી: ‘ ના, ના, જવાબ જરા વધુ વિચાર કરીને આપજે. ભાઈ, કાલે પરમ દહાડે. ચાર દહાડે, કે તે પછી નિર્ણય કરી જણાવજે. ’

ગંભીર કંઠે વૃંદાવન બોલ્યો: ‘ મિથ્યા પ્રયાસ છે મા ! ’

તેને બોલતો અટકાવી અમલા બોલી: ‘ કંઈ નહિ, કંઈ નહિ, તેનો વિચાર કરી જોજે. સાત દિવસ પછી તારો જે નિર્ણય થાય તે જણાવજે. ’

વૃંદાવન ધીરો પડી બોલ્યો: ‘ ભલે તો એમ કરીશ સાત દિવસ પછી જવાબ આપીશ. ’

આમ કહી વૃંદાવન ચાલ્યો ગયો. આભા ઉત્તેજિતભાવે તેને જતો જોઈ રહી.

## : ૧૯ :

વૃદ્ધ હરદયાળ શૂન્ય મને જડની પેઠે બેઠો હતો. આંગણામાં માછલી, ફળીમાં અનાજ, જે જ્યાં હતું તે ત્યાંજ પડી રહ્યું. કોઈએ જોયું નહિ, કોઈએ તે ચીજો લીધી નહિ. એક બિલાડી ગૂપચૂપ ત્યાં આવી માછલીને ઉપાડી જવા માટે ખેંચાખેંચ કરવા લાગી, પરંતુ મોટી માછલીને એ ઉપાડી ન શકવાથી શાંતચિતે તપસ્વિનીપેઠે આસન માંડી સામે બેસી ગઈ. એક કાગડો છાપરા પર બેસી ડોક વાંકી કરી ત્રાંસો નજરે જોતો હતો. હિંમત કરી તે નીચે ઊતરી પડ્યો. તેની ઇચ્છા માછલીને એક બે ચાંચો મારી લેવાની હતી. પણ પેલા ધ્યાન પરાયણ તપસ્વીથી એ કેમ સહન થાય? એ એનો સામનો કરવા તૈયાર બની. એટલે વધારે પડતી હિંમત યોગ્ય નથી, એમ સમજી બુદ્ધિશાળી કાકા મહાશય ત્યાંથી જતા રહ્યા.

ધીમે ધીમે તડકો ચડતો જતો હતો. છતાં ડોસો પ્રથમની પેઠેજ જડવત્ હતો. ગોબર ગોવાળ દૂધ દેવા આવ્યો હતો એને ગાળ ખાવી પડી. ગણેશ ઊછીના લીધેલા રૂપિયાનું વ્યાજ આપવા આવ્યો, તે બૂમો પાડી થાક્યો પણ પ્રત્યુતર જ ન મળ્યો. વાઘરીનો છોકરો

સીતાફળ આપવા માટે આવ્યો તે માર ખાઈ રડતો રડતો ઘેર ગયો. આખા ફળિયામાં તે દિવસે સૌને વત્તા ઓછા પ્રમાણમાં ડોસાના દિલના તોફાનનો ભોગ થવું પડયું.

આ સમાચાર થાકમણિના કાને પહોંચી ગયા.

સાંજ થવાને થોડીવાર હતી. થાકમણિ આવીને ઘરમાં ઠીકઠાક કરવા લાગી. પરસાળમાં વાળી ઝૂડીને બધું ઠીક ગોઠવીદીધા પછી છરી લઈને તે માછલી કુટવા બેસી ગઈ.

વૃદ્ધ ઉત્તેજિત ભાવે બોલ્યો: 'ઘણું થયું, મા, રહેવા દો, ફેંકી દો એ માછલી.'

માથું નીચે ઘાલી થાકમણિ માછલી કુટતી બેસી જ રહી. ડોસો એકદમ પોતાના ગાલ પર થપાટો લગાવતો બોલી ઉઠ્યો: 'કોઈ નથી સંસારમાં તારું કોઈ નથી. એકલો સ્મશાનમાં બેઠો છે, હવે શું કરવું છે જીવીને, હવે તો મરી જા.'

સાથે સાથે એના ગાલ પર થઈને આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો. થાકમણિ છણુકો કરી બોલી ઊઠી: 'સંધ્યા વેળાએ આમ શા માટે રડતા હશો? જરાય વિચાર નથી!'

ડોસો અભિમાનપૂર્વક હાથ હલાવી બોલ્યો: 'મને ફાવશે તેમ કરીશ, મારી ઇચ્છાની વાત છે. સમી સાંજે મારા ઘરમાં મરણપોક મૂકીશ. બીજા કોઈને એથી શું? ન ખમાતું હોય તો અહીં આવે છે શું કામ!'

થાકમણિ આગળ કંઈ બોલી ન શકી. તે બહાર જતી રહી. ડોસો ચંચળ આંખે ચોતરફ જોઈ પછી હુકકો ભરવા લાગ્યો.

ઓચિંતી પાછળથી મીઠા અવાજે પુંટીએ બૂમ મારી: 'દાદાજી.'

હૈયું તે તરફ ઢળી પડવા ગયું છતાં ડોસાએ ગાંભીર્યની શલ્યાવડે એ ભાવ ઉગતો જ દાબી દીધો.

પુંટી નજીક આવી પૂછવા લાગી: 'શું ખાધું તમે દાદા?'

મોં વિકૃત કરી ડોસો બોલ્યો: 'ગમે તે ખાધું હશે. તારે એ જાણીને શું કરવું છે વારુ?'

પુંટી મીઠું હાસ્ય કરી બોલી: 'એનો અર્થ એ કે તમે કંઈ પણ ખાધું નથી.'

ઉત્તેજિત સ્વરે ડોસો બોલ્યો: 'કેમ, તમારા વિના દુનિયામાં લોકોને ચાલતું જ નહિ હોય, ખરુંને?'

પુંટી બોલી: 'પણ તમે ખાધું નથી, એ વાત તો ખરી ને?'

ડોસો દાંત દેખાડી બોલ્યો: 'તને કહેવા હું ક્યારે આવ્યો છું?'

પુંટી સહજ સરળ ભાવે બોલી: 'કહેવાની યે શી જરૂર છે એમાં? તમને જોતાં જ ખબર પડી જાય તેમ છે.'

હુકકો ગડગડાવતાં ડોસો બોલ્યો: 'નથી ખાધું, હજી હવે ખાવાનું છે.'

ગભરાઈને એક બે ડગલાં અગ્રસર થતી પુંટી બોલી: 'તો હું જાઉં ને ચૂલો સળગાવી આવું, મા આવીને આપણને રાંધી આપશે.'

હુક્કાવાળા હાથ જોડી ડોસો બોલ્યો: 'તમને પગે લાગું છું, કે હવેથી આ બુઢ્ઢાપર આટલી દયા કરશો નહિ. મારું જે કામ હશે તે હું જાતે જ કરી નાંખીશ.'

એ શબ્દોને બિલકુલ ધ્યાનમાં ન લેતાં પુંટી છાણાં લઈ ચૂલા તરફ ચાલી. હુક્કો મૂકી દઈ ડોસો ઝડપથી તેની આગળ ધસ્યો, અને પુંટીને દૂર હડસેલી પોતે જ ચૂલો સળગાવવા બેસી ગયો.

પુંટી બોલી: 'ભલે આવડતું હોય તો કરોને. હાથે દાઝશો ત્યારે તમારી વાત છે!'

ડોસાએ જવાબ દીધો નહિ. તે દીવાસળી લઈ દેવતા સળગાવવા માંડ્યો.

એકતો હવાયેલાં લાકડાં, તેમાં વળી આવડત નહિ એટલે ચૂલો સળગ્યો જ નહિ. પુંટી હસીને બોલી: 'સરસ આવડે છે હોં! આખો દહાડો મથીને પણ ચૂલો સળગાવી શકો તો મારું નામ પુંટી નહિ!'

ડોસો ગૂપચૂપ પહેલાંની પેઠે જ લાકડાં સળગાવવા મથવા લાગ્યો. એવામાં થાકમણિએ આંગણામાં આવી બૂમ પાડી: 'રોજ રોજ કેવી આળસુ થતી જાય છે. તું, પુંટી! ચૂલો સળગાવવો છે એમાંયે તને જોર આવતું હતું, કેમ! તારું ભવિષ્યમાં થશે શું?'

પુંટી હસીને બોલી: 'વાહ રે! હું તો સળગાવવા જતી હતી પણ એમણે સળગાવવા ન દીધો. મને હડસેલું મારી એ જાતે સળગાવવા બેસી ગયા!'

થાકમણિ ગુસ્સાથી રાતી પીળી થઈ બોલી: 'તો બીજું શું કરે? તારામાં ક્યાં અક્કલ છે? સળગાવવા જતાં હાથ પગ દાઝી જશે તો ભોગવવું પછી કોને પડશે? જરા ખસો તો, આ ચૂલો ચેતાવવાનું કંઈ તમારું કામ થોડું છે?'

ત્વરાપૂર્વક ઉભો થઈ ડોસો બોલ્યો: 'ના આજે મારું શરીર સારું નથી. એટલે ચણા મમરા વડે ચલાવી લઈશ. નકામાં લાકડાં બાળીને શું કરવાં છે?'

પુંટી બોલી: 'વાહ વાહ! ત્યારે અમે પછી શું ખાઈશું?'

ડોસો તેને બંને હાથના અંગૂઠા વડે ટીકા બતાવવા લાગ્યો.

એટલામાં થાકમણિએ ચૂલો સળગાવી દીધો. એ જોઈ ડોસો ઝડપથી કોઠીમાં ખોબો ભરી ચોખા લઈ આવ્યો. અને તે તપેલામાં નાંખી એક લોટો પાણી તપેલામાં ધડધડ કરતું રેડી દીધું.

પુંટી બોલી: 'વાહરે! આવી રીતે લોકો ચોખા ધોતા હશે કે? બાજુએ હટો છાનામાના.'

પરંતુ ડોસાએ ત્યાંથી આઘા જવાની વૃત્તિ દેખાડી નહિ. હાથ વડે તપેલીના ચોખા હલાવી એકદમ તપેલી ઢળકતી પકડીને ઉતાવળથી પાણી ઢોળવા જતાં, સાથે ઘણા ચોખા પણ વેરાઈ ગયા. ત્રાંસી નજરે પુંટીની સામે જોઈ લઈ ડોસો વેરાયેલા ચોખા વીણવા લાગી ગયો.

પુંટી બોલી: 'પોતાને આવડશે નહિ, અને બીજાને કોઈને કરવા દેશે પણ નહિ, એ કેવો ન્યાય.'

રસોડાની અંદરથી થાકમણિ બોલી: 'તું જ લઈ લેને, ખાલી બડબડ બોલ્યા કરે છે તે!'

પુંટી પાસે આવીને બોલી: 'ના, એ મને આપવાના નહિ, અને નાના બાળકની પેઠે રમત કર્યા કરશે.'

રસોડામાંથી બહાર આવી થાકમણિ પુંટીને ધમકાવતી બોલી: 'સામે ઊભી રહીને જુએ છે શું? હાથમાંથી ઝટ ખેંચી લેને!'

ડોસો તે વખતે પણ તપેલીમાં ચોખાની અંદર હાથ ફેરવ્યા કરતો હતો! પુંટી હસીને બોલી: 'પહેલું આ શું થાય છે એ જો તો ખરી. આમ અમથો અમથો હાથ ફેરવવાથી ચોખા આપોઆપ ધોવાઈ જતા હશે ખરું?'

આમ બોલી તે મોઢે પાલવ દાબી હસવા લાગી.

થાકમણિ રોષપૂર્વક બોલી: 'લે લે, એમાં હસે છે શું? એમણે ક્યાં કદી કર્યું છે તે આજે આવડે? આવું બધું બૈરાંનું કામ તમને ન શોભે, આપી દો, છોડી દો જલદી!'

ડોસો ગંભીર સ્વરે બોલ્યો: 'છોડી દઉં તે કેમ ચાલે વારુ? હવે મારે જ બધું કર્યા વિના છૂટકો નથી.'

થાકમણિ બોલી: 'બે બે બાયડીઓ જીવતી હોવા છતાં તમારે જાતે રાંધવા બેસવું પડે એ તે કેવી વાત?'

ડોસો ગરમ થઈ જઈ બોલ્યો: 'મારી મરજી ફાવે તે કરીશ. તમે લોકો કાયમ માટે રાંધી દેવાનાં છો, એમ સમજો છો!'

આના પ્રત્યુત્તરમાં કંઈ બોલવું થાકમણિને ઠીક ન લાગ્યું. તે ન બોલી. પણ પુંટી સમજી નહિ. તે હસતી હસતી બોલી: 'તમે તો રાંધો, પણ એ પછી ખાશે કોણ?'

ડોસો લાલચોળ આંખ કરી તેની તરફ જોઈ બોલ્યો: 'હું આપું તો ખાયને કોઈ?'

પુંટી બોલી: 'નહિ આપો તો કોણ કહે છે કે આપજો, પણ તમારું રાંધેલું કોઈના પણ મોઢામાં નહિ પેસે. કૂતરું ખાય કે કાગડા ખાય, તે શિવાય એને બીજું કોઈ ખાઈ શકશે નહિ.'

છણકો કરીને થાકમણિ બોલી: 'પુંટી માર ખાઈને મરવું છે, તારે, ખરું કે અભાગણી?'

એકદમ ઊભો થઈ ડોસો બોલ્યો: 'આવ્યાં વળી કંકાસ કરવા! મારામારી કરવી હોય તો મારા ઘરની બહાર જઈને કરો. એ પોલીસથાણાની પંચાત મારાથી નહિ વેઠાય.'

રોસથી મોં ચઢાવી પુંટી બોલી: 'વારે ઘડીએ, જા, જા શું

કામ કરો છો ? જાઉં છું, એમાં શું ? જેના ઘરમાં ભાત નથી એના તળાવમાં ઠંડું પાણી તો છે !'

થાકમણિએ રોષથી બૂમ પાડી: 'પુંટી.'

વેગપૂર્વક ઘરમાંથી બહાર નીકળતાં પુંટી બોલી: 'હવે ગુસ્સે નહિ થવું પડે. મા, તમારી સૌની બલા હવે દૂર થશે.'

ડોસો કંપતા અવાજે બોલ્યો: 'પાછી આવ, પુંટી, બેટા પાછી આવ.'

પુંટી પાછી ફરી ઉભી રહી બોલી: 'હવે શું કામ છે, દાદાજી! હવે તમે છૂટા થઈ જશો. વૃંદાવનનાં દર્શનમાં હવે તમને કંઈ હરકત નહિ રહે.'

ડોસો ગુસ્સે થઈ બોલ્યો: 'બધાંએ નિમકહરામ નીવડયાં! હાય! એમને માટે હું સર્વસ્વ ગૂમાવી બેઠો; પણ એમને એની કશી તમા નથી. એવું થાય છે કે, જાણે ગળું પીસીને......'

આમ બોલતાં બોલતાં ડોસાએ બે હાથે પોતાનું જ ગળું જોરથી દબાવ્યું. પુંટીએ દોડી આવી એને અટકાવ્યો. ડોસો કહેવા લાગ્યો: 'મારું બધું જે લેવું હોય તે લઈને પણ મને તમે બધાં છોડી દો.'

ડોસાના પગમાં માથું અફાળતી પુંટી બોલી: 'એ કરતાં તો મને ફેંકી દો, ને હાથે પગે છૂટા થઈ જાઓ, દાદા બસ હું જ મરીશ.'

પુંટીનું આંસુભર્યું મોં વહાલથીં છાતી સાથે દાબીને ડોસો બોલ્યો: 'ખાલી ગુસ્સે શું કરવા થાય છે, બેટા! મારું બીજું સંસારમાં કોણ છે? જો તમારા પર જરી ખીજ નહિ કરું તો કોની ઉપર કરીશ બેટા?'

પુંટીએ કહ્યું: ‘ તો મારું પણ તમારા વગર બીજું કોણ છે દાદાજી ! તમારી હુંફથી તો અમે જીવીએ છીએ.’

રીસ પછી મિલન, કલેશ પછી આનંદ, તિરસ્કાર પછી વિરલ સ્નેહધારા, આ જ નિયમથી જગત જડાએલું છે. માણસના કડવા મનમાં તૃપ્તિનો એક પ્રવાહ વહેવડાવવાની ઈશ્વરની આ એક અપૂર્વ-ખૂબી છે. તેમ નહોત તો આ સૃષ્ટિનું કારાગૃહ કેવું અસહ્ય બની જાત !

## : ૨૦ :

બપોરે ત્રણ વાગ્યાના સુમારે એક સુંદર દેખાતા યુવાને વૃંદાવનની ઓરડી આગળ આવી જોરશોરથી સાંકળ ખખડાવવા માંડી. અંદરથી વૃંદાવને વારંવાર જવાબ દેવા છતાં પણ સાંકળ ખખડતી બંધ ન થઈ. તેથી ખીજાયેલો વૃંદાવન જોરથી બારણું ખોલીનાંખી બહાર આવી બોલ્યો: 'બહુ અક્કલ લાગે છે! બારણું તોડી નાંખવું છે કે શું?'

બીજીજ પળે અપરિચિત માણસને જોતાં જ એ શાંત રીતે બોલ્યો: 'આપ કોણ છો? આમ બારણું શા માટે ખખડાવતા હતા!'

યુવાન ભોંઠો પડી ધીમેથી બોલ્યો: 'માફ કરશો એ મારી ભૂલ થઈ છે. આપનું જ નામ વૃંદાવનબાબુ ખરું?'

તીક્ષ્ણ દૃષ્ટિએ યુવાનને નખશીખ નિહાળતાં વૃંદાવન બોલ્યો: 'આપને શું કામ છે?'

યુવન પ્રફુલ્લ મુખે બોલ્યો: 'જી, કામ છે. પણ અહીં ઉભા ઊભા કંઈ વાત થાય, મહાશય, ચાલો અંદર જઈએ.'

વૃંદાવન કંઈ ઉત્તર આપે તે પહેલાં યુવાને તેને હડસેલીને ઓરડીમાં પ્રવેશ કર્યો. પછી વૃંદાવનની પથારી પર આરામથી સૂઈ ને તે બોલ્યોઃ 'વાહ છો તો શોખીન! બેસો, બેસો, ઊભા કેમ રહ્યા છો? પેલી ખુરશી રહી – ખેંચી લાવો અને બેસો!'

પોતાનાજ ઘરમાં આ રીતે પરાયાના હાથે પોતાનો સત્કાર થતો જોઈ વૃંદાવન ખૂબ જ આશ્ચર્ય પામ્યો. યંત્રવત ખુરશી ખેંચી લઈ વૃંદાવન મૂઢની માફક બેસી ગયો.

યુવન ખૂબ લહેરપૂર્વક બોલ્યોઃ 'આજે આકાશ કેવું સરસ છે! ચાલોને, થોડુંક ફરી આવીએ!'

આ વિચિત્ર યુવાનની વિચિત્ર રીતભાતથી ઉત્તરોત્તર વધુને વધુ નવાઈ, પામતો વૃંદાવન બોલ્યો : 'માફ કરજો, આપની સાથે મારો આજેજ પરિચય –'

વચમાંજ યુવાન બોલ્યોઃ 'વાહ! આ પાંચ પાંચ મિનિટ તો આપની પથારીમાં મેં સૂઈને કાઢી, છતાં કહો છો કે મને પરિચય નથી એ કેવી વાત! માફ કરજો બાબુજી, તમે બહુ ચીકણા જણાઓ છો!'

અંતરમાં રોષ પ્રગટયા છતાં પણ ગુસ્સો દાબી દઈ વૃંદાવન બોલ્યો : 'હું પણ મહાશય તમારા જેવો સ્પષ્ટ વકતા છું. માફ કરશો, તમે બહુ અસભ્ય અને જડ છો.'

એકદમ પથારીમાંથી ઊઠી યુવાન વૃંદાવનને જોરથી ધબ્બો મારી બોલ્યોઃ 'ઝવેરી, ખરા ઝવેરી, મહાશય, તમે સાચા ઝવેરી છો! ચાલો, હાથ મિલાવો!'

વિસ્મયથી આભો બની વૃંદાવન તેની સામે જોઈ રહ્યો. આ યુવાનની વર્તણુકથી ખરેખર ગુસ્સે થવું કે એને મજાકમાં ઉડાવવો

એની વૃંદાવનને સમજ ન પડી. યુવાન એનો હાથ પકડી જોરથી હલાવતો હલાવતો બોલ્યોઃ ‘ આવો, આવો, હાથ તો મિલાવો, લો, હવે ઝટપટ કપડાં ચઢાવી તૈયાર થાઓ. શું પહેરશો — આ પહેરણુ કે પેલો કોટ ? મારી પેઠે આ અચકન જ પહેરો તો સારું. હં, વળી બુટ ક્યાં મૂક્યા છે ? ચાલો, હવે મોડું થાય છે. ’

વૃંદાવન યંત્રની માફક એ યુવાનની પાછળ પાછળ ચાલતો બોલ્યોઃ ‘ પણ આપણે ક્યાં જવાનું છે ? ’

યુવાન ઝટપટ બોલ્યોઃ ‘ હમણાં તો આ તરફ, પછી જે નક્કી થાય તે ખરું. ચાલો ઝટ ખૂબ મોડું થઈ ગયું છે. ’

છાત્રાલયની પાસે એક સુંદર મોટર તેમની રાહ જોતી ઊભી હતી. યુવાન ઉતાવળે વૃંદાવનનો હાથ પકડી તેમાં બેસી ગયો.

પરંતુ વૃંદાવન એટલી સહજ રીતે તેનું અનુકરણ ન કરી શક્યો; પાછો હઠી એ બોલ્યોઃ ‘ ક્યાં જવું છે એ નહિ કહો તો હું અહીંથી એક તસુયે ખસવાનો નથી સમજ્યા ? ’

યુવાન હસીને બોલ્યોઃ ‘ અરે ભલા આદમી ! આટલા ગભરાઓ છો શા માટે ? ક્યાં જવું છે એ કહેવા માટે તો લઈ આવ્યો છું; તમને આમ, જીકર ન કરો – છિ ! જતા આવતા લોકો આપણને જોઈ જશે આબરૂનો પણ ખ્યાલ નથી ? ચાલો ઝટ’.

વૃંદાવન બોલ્યોઃ ‘ આમ ભૂતની પેઠે ક્યાં સુધી મારી ગરદને વળગી રહેવું છે, મહાશય ? ’

જોરથી હસી યુવાન બોલ્યોઃ ‘ તમને શું લાગે છે વારુ ? ’

વૃંદાવન બોલ્યોઃ ‘ આ જન્મે તો મારે ગળેથી ઉખડો એમ નથી લાગતું. ’

યુવાન લહેરથી હસતો હસતો બોલ્યો: 'ખરું કહ્યું. તમારા જેવો યોગ્ય મિત્ર મને આજ સુધી કોઈ મળ્યો નથી.'

વૃંદાવન બોલ્યો: 'થોડી વારરહી ને તમે મારી ગરદને વળગ્યા હોત તો ન ચાલત મહાશય ?'

યુવાન ગંભીર બની બોલ્યો: 'ના, એકવાર છટકયા પછી ફરી તમે હાથમાં સપડાતા નથી; એ હું જાણું છું. કહેનારે મને સાચું જ કહ્યું એવું જ દેખાય છે.'

વૃંદાવન બોલ્યો: 'મારા પર એટલી બધી કૃપા! કોણ છે એ તમને એ રીતે મારા વિષે ખબર આપનાર?'

યુવાન માથું ધુણાવી બોલ્યો: 'અરે, એ હું નહિ કહી શકું, કહું તો મારે શિક્ષા ખમવી પડે.'

વૃંદાવન મજાક ભર્યાકંઠે બોલ્યો: 'ત્યારે તો તમને શિક્ષા કરે એવું કોઈ છે ખરું!'

યુવાન બોલ્યો: 'છે જ તો ભાઈ! શેરને માથે સવાશેર તો દુનિયામાં હોય જ ને!'

વાત વાતમાં તેઓ રેસગ્રાઉન્ડ નજીક આવી પહોંચ્યા. યુવાન તેને ત્યાં ઊભા રહેવાનું કહી, પોતે ઝડપથી અંદર ચાલ્યો ગયો.

લગભગ એક કલાક થઈ ગયો. પણ અંદરથી તે પાછો ન આવ્યો. એ ઉપરથી બલા ગઈ સમજી નિરાંતનો દમ ખેંચી વૃંદાવને ત્યાંથી ચાલવા માંડયું.

તેજ વખતે દરવાન તેની પાસે આવી નમ્રતાપૂર્વક તેનો માર્ગ રુંધી ઊભો. નવાઈ પામી વૃંદાવને પૂછયું: 'કેમ રોકે છે?'

નમ્રતા પૂર્વક સલામ કરી દરવાન બોલ્યો: 'ગોલ એન્ડ હેરિસન કંપનીના માલિકે આપને જવાની ના પાડી છે. બાબુજી!'

વૃંદાવન આશ્ચર્યપૂર્વક એના સામું જોઈ રહ્યો, બરાબર એજ વખતે પેલો યુવાન હસતો હસતો ત્યાં આવી બોલ્યો: 'મોડું થયું, એથી તમે અકળાઈ ગયા હતા ખરુંને?'

મ્લાન વદને તેના તરફ જોઈ વૃંદાવને કહ્યું: 'પણ આ બધું છે શું? એ તો કહો. આમ કોઈને નજરકેદ રાખવાનો ઉદ્દેશ શું છે?'

યુવાન બોલ્યો: 'તમે નજર કેદી બિલકુલ નથી પણ સ્નેહના કેદી છો.'

ઉત્તેજિત બનેલો વૃંદાવન ખીજાઈને બોલ્યો: 'પણ આ તો અંગ્રેજ સરકારનું રાજ્ય છે કે કોઈ બીજાનું?'

યુવાને હસીને જવાબ દીધો: 'અંગ્રેજનું જ રાજ્ય છે, એ વાતમાં બિલકુલ શંકા નથી. હવે ચાલો સિનેમા જોવા જઈએ.'

ઇચ્છા ન હોવા છતાં ખીજાઈને વૃંદાવન મોટરમાં એક બાજુએ છાનોમાનો બેસી રહ્યો. એ જોઈ યુવાન મંદમંદ હસવા લાગ્યો. પરંતુ તેણે તેને વધુ ખીજવ્યો નહિ.

થિયેટર આગળ આવીને મોટર ઊભી રહી. યુવાને ચંચળ દૃષ્ટિએ પળવાર પોતાના કાંડાના ઘડિયાળ પર જોયું. પછી બોલ્યો: 'અડધો કલાક છે, ચાલો જરા કંઈક પેટમાં નાંખી લઈએ.'

વૃંદાવન માથું ખણતો બોલ્યો: 'પણ—'

યુવાન બોલ્યો: 'વળી પણ ને બણ?'

વૃંદાવન નીચું જોઈ બોલ્યો: 'હું સાથે પૈસા લાવ્યો નથી! સિનેમા જોવાની મારી મરજી નથી—હું જઈશ.'

યુવાન હસીને બોલ્યો: 'એમાં ગભરાઓ છો શા માટે? દાન લેવાનું નથી. કારણ પાસ છે, અને ખાવાનું જ ખરચ થશે તે છૂટા પડતી વખતે હું માંગી લઈશ. પછી શું વાંધો છે?'

'લા મિઝરેબલ'નું અદ્‌ભુત ચિત્રપટ જોવા અનેક નરનારીઓથી તે દિવસે સિનેમાની તમામ બેઠકો ભરાઈ ગઈ હતી. એક સ્પેશ્યલ બોકસને ચાવી લગાવેલી હતી.

ચંચળ ને ઉત્સુક નયને પળવાર ચારેતરફ જોઈ યુવાન બોલ્યો: 'ખૂબ ભીડ છે આજે, અહીં કયાયે બેસવાની સવડ દેખાતી નથી, ઊભા રહો. પેલી બોકસ ઉઘડાવીએ.'

આશ્ચર્ય પામી એના મોં સાંમે જોઈ વૃંદાવને પૂછયું: 'પાસ ઉપર આટલી બધી સગવડ માગી શકાય?'

યુવાન ગંભીર ભાવે બોલ્યો: 'જોઈએ તો ખરા શું થાય છે વારુ!'

યુવાન ચાલ્યો ગયો. અને વૃંદાવન ગેલેરીમાં આમ તેમ આંટા-ફેરા મારવા લાગ્યો.

ખેલ પૂરો થયા પછી વૃંદાવને યુવક તરફ જોઈ કહ્યું: 'હું તમને ઓળખી શકયો નથી!'

યુવાન કૃત્રિમ વિસ્મયનો ભાવ બતાવી બોલ્યો: 'વાહ જરા પણ નહિ!'

ગંભીર કંઠે વૃંદાવને કહ્યું: 'તમે જ વિચારી જુઓને, તમે તમારી ઓળખાણ કયારે પડવા દીધી છે?'

યુવાન ચીપીચીપીને બોલ્યો: 'કેમ, હું તો તમારી ગરદને વળગ્યો છું.'

વૃંદાવન શરમિંદો બની બોલ્યો: 'તમે મોટા માણુસ છો એટલે મારી એ ભૂલ મનમાં લાવશો નહિ. આવા મોટા માણુસ હોવા છતાં......'

વચમાં જ યુવાન મોટેથી હસીને બોલ્યોઃ 'વાહવાહ! તમને તો બહુ સરસ બોલતાં આવડે છે! હું બહુ મોટો માણસ છું, ખરું? તમારા કરતાં દોઢ બે હાથ જેટલો ઉંચો છું ખરું?'

હસવાનો પ્રયત્ન કરી વૃંદાવન બોલ્યોઃ 'એથી પણ વધારે!' વિસ્ફારિતનયને યુવાન બોલ્યોઃ 'શું કહો છો! તો તો હું ઊંચો તાડ છું એમ જ કહોને!'

વૃંદાવન બોલ્યોઃ 'તમે ભલે મશ્કરી કરો. પણ 'ગલ હેરિસન કંપનીનો' ચપરાશી જેના એક શબ્દ પર મરી પડે; સિનેમાનો મેનેજર જેના હાથની મૂઠીમાં રમે, તેને કોઈ સાધારણ માણસ કહે તો પણ હું કેમ સાચું માનું?'

યુવક હસીને બોલ્યોઃ 'એ લોકો પગાર ખાય છે, એટલે કામ કરવા બંધાયેલા છે!'

વૃંદાવન આશ્ચર્યપૂર્વક બોલ્યોઃ 'શું કહો છો, એ લોકો તમારો પગાર ખાય છે? કેવી રીતે?'

યુવક બોલ્યોઃ 'ધંધો કરીએ એટલે લોકોના સંબંધમાં અનેક રીતે આવવું પડે છે. ઘોડદોડમાં ગલ એન્ડ હેરિસનના નામે ટિકિટો વેચું છું. એટલે લોકો મારું માન રાખે છે. અહીં પણ એ જ કારણ છે.'

નવાઈ પામી એની સામે જોઈ વૃંદાવન બોલી ઊઠ્યોઃ 'જુગારનો ધંધો!'

યુવક હસીને બોલ્યોઃ '૭ કરોડ રૂપિયા રોકવા પડ્યા છે, એથી ઓછા એ ધંધામાં ન ચાલે.'

વૃંદાવન ગંભીર સ્વરે બોલ્યોઃ 'મને આ બધી વાતો કહેવામાં તમે ભૂલ નથી કરતા?'

યુવક હસીને બોલ્યો: 'પણ ભાગીદારની આગળ કાંઈ વાત છૂપાવી શકાય.'

વિસ્મિત્ બની પળવાર તેના મોં સામે જોઈ પછી વૃંદાવન બોલ્યો: 'શું કહો છો તમે મહાશય?'

યુવક બોલ્યો: 'જે કહું છું તે બરોબર છે. આજથી તમે મારા ભાગીદાર થયા છો.'

વૃંદાવને પોતાની પાછળ કે નજીક કોઈ બીજી વ્યક્તિ ઊભી હશે એમ ધારી જોયું પણ કોઈ દેખાયું નહિ. એટલે તેણે આતુરતાથી પૂછયું: 'કોને કહો છો, મને?'

'હા. મારા એકલાથી હવે કામને પહોંચી વળાતું નથી; બધી તરફ ધ્યાન રાખવા જતાં, એકે બાજુ ધ્યાન રહેતું નથી. એટલે તમને મારા ભાગીદાર તરીકે શોધી કાઢ્યા છે.'

વૃંદાવન બોલ્યો: 'પણ હું તો તદ્દન અજાણ્યો આદમી છું. હું વિશ્વાસઘાત નહિ કરું એની કંઈ સાબિતી મેળવી છે આપે?'

યુવક આ વખતે ફરી પાછો પૂર્વવત રસિકતાભર્યા સ્વરે બોલ્યો: 'જામીન છે, ભાઈ, જામીન! ધંધાદારી માણસ આગળ પાછળ જોયા વગર કે જામીનગીરી વગર કંઈ પગલું ભરે ખરો?'

: ૨૧ :

થોડા દહાડા પછી એક મનિઓર્ડરનું ફોરમ હાથમાં લઈ વૃદ્ધ હરદયાળે પુંટીની પાસે આવી કહ્યું: 'મારા રૂપિયા એ નથી લેતો; પુંટી જો આ મનિઑર્ડર પાછું આવ્યું છે.'

થોડીવાર વિચાર કરવામાં પુંટી ચૂપ રહી. પછી તે બોલી: 'વખતે એ ત્યાં નહિ હોય, તેથી મનિઑર્ડર પરત આવ્યું હશે.'

રોષથી ફોરમ પુંટીના મોં આગળ ધરી ડોસો બોલ્યો: 'મને શું તમે લોકો એવો ભોટ સમજો છો? લે જો આમાં શું લખ્યું છે? પોસ્ટ ઑફિસના માણસે જ સાફ સાફ લખ્યું છે કે: 'માલિક લેવાની ના કહે છે, એથી પરત મોકલ્યું છે.'

શું જવાબ આપવો તે ન સમજાવાથી પુંટી માથું નીચું રાખી આમળાં સમારવા બેસી ગઈ.

થોડીવાર ચૂપચૂપ બેસી રહી ડોસો પોતાના મન સાથે બોલવા લાગ્યો: 'પૈસા ન લીધા તે સારું થયું, મારા એટલા રૂપિયા બચ્યા;

કેટલા દુઃખે પરસેવો ઉતારી પૈસા કમાવાય છે. એની હવે એને ખબર પડશે; મારે શું કરવા મારા પૈસા નાંખી દેવા જોઈએ?'

તો પણ પુંટી કંઈ જવાબ દઈ શકી નહિ; શબ્દોની સાઠમારીમાં કદાચ ડોસો ચીડાઈ જાય એ બીકે તે ચૂપ બેસી રહી. પછી વૃદ્ધ એકદમ ઊભો થઈ બોલ્યોઃ 'હું જાઉં છું, જોઈ લઈશ. આટલી બધી ચાલાકી પોસ્ટ ઑફિસના નોકરોમાં, એમ! લુચ્ચાઓ પૈસા લે છે છતાં ઠગાઈ કરે છે! કેમ, એક દિવસ વધારે મનિઑર્ડર રાખી મૂકયું હોત તો શું બગડી જાત! એમના બાપનું? એ રીસમાં પૈસા સ્વીકારવા ના પાડે છે, એટલું સમજવાની બુદ્ધિ એમનામાં નહિ હોય! બે દહાડા પછી ગુસ્સો ઉતરીજતાંજ જાતે પોસ્ટમાં આવીને મનિઑર્ડર લઈ જાત, જોઉં છું. એ બદમાસો કેવી ચાલાકી કરે છે તે!'

ઉશ્કેરાટમાં ડોસો બહાર ચાલ્યો ગયો.

થાકમણિ આવીને કહેવા લાગીઃ 'આવડું એક આમળું સમારવા આપ્યું; એમાં તને આખો દહાડો થવાનો કે, પુંટી! ખરી કામગરી છોકરી નીકળી તું તો!'

હાથમાંની છરી ફેંકી દઈ પુંટી બોલીઃ 'આવી રીતે મારાથી તો કામ નહિ થાય મા. તું જાતે જ કરી લેતી હોય તો કોણ ના કહે છે?'

આશ્ચર્યપામી થાકમણિ થોડીવાર તેના મોં સામે જોઈ રહી. પછી તે બોલીઃ 'વળી તને થયું છે શું?'

દડ દડ દડ તૂટી પડવાની તૈયારીમાં આવેલી આંખો બીજી બાજુએ ફેરવી લઈ પુંટી બોલીઃ 'થાય શું વળી મારી મરજી, મારાથી નહિ બને જા!'

છરી ખેંચી લઈ થાકમણિ પોતે જ આમળાં સમારવા બેસી ગઈ. થોડીવારે તે બોલી: 'મૂઈ છોકરી ડોસાના લાડમાં ને લાડમાં આળસુની સરદાર બની ગઈ છે! મનમાં તો એવું થાય છે કે ટીપી નાંખું હા!'

ગુસ્સાથી લાલચોળ બનેલી પુંટી બોલી: 'મનમાં એવું બધું થાય છે તો પાર પાડી દે ને, આ તારી સામે જ બેઠી છું, ક્યાં આઘે ગઈ છું?'

ચોટલો પકડી એને સામે ખેંચી, ધડાક કરતો એક મૂક્કો એના વાંસામાં લગાવી દઈ, થાકમણિ રોષથી બોલી: 'બસ, ચૂપ રહે, હરામજાદી, બસ, કહું છું છાનીમર.'

આ વખતે ઘરમાં પેસતાં વૃદ્ધ હરદયાળ ખૂબ હર્ષભર્યા અવાજે બોલ્યો: 'આપીને આવ્યો, પુંટી, ફરી મનિઓર્ડર આપી આવ્યો છું. સાળા એવા હરામખોર છે, પણ આ શું મા, આને શા માટે મારી?'

થાકમણિ બોલી: 'ન મારું તો શું કરું, કેવી મોંફાટ જવાબ આપે છે? એક આટલું સમારવા આપ્યું તેમાં સાત કલાક થયા, હરામખોરને કંઈ કહેવા જાઉં છું તો વળી મિજાજથી સામે વળગ્યાં આવે છે. છોકરીને વળી આવું પાલવે ખરું?'

સામે પડેલાં આમળાં આંગણામાં ફેંકવાનું કરતાં ડોસો બોલ્યો: 'જહન્નમમાં ગયાં એ આમળાં! કેટલા દિવસથી ના કહુંછું છતાં કોઈ મારું માનતું નથી, ગાંઠના પૈસા ખરચી આ બલા ઘરમાં લાવવાની શી જરૂર હતી?'

પણ પોતે જ તે દિવસે સવારમાં વહેલા ઉઠીને આમળાંવાળી દાળ ખાવાની વાત કરી હતી. એ ડોસો તદ્દન ભૂલી ગયો. એ વાત

યાદ આવતાં પુંટી એકદમ બોલી ઉઠી: 'નાંખી ન દેશો, નાંખી ન દેશો, દાદા, આમળાં વગર તે કંઈ ખાવાનો સ્વાદ આવે! તમેય કેવા છો! માએ મને નથી મારી; એ તો જરા લાડમાં ને લાડમાં ધબ્બો, માર્યો છે. ખાવાનું થઈ જવા આવ્યું છે, માટે તમે ન્હાઈ આવો.'

આમ કહી હસતી હસતી, પુંટી તેલ અને રૂમાલ લેવા ચાલી ગઈ.

મૂઢની પેઠે એને જતી જોઈ ડોસો બારણામાં જ બેધ્યાનપણે બેસી ગયો. થોડીવાર પછી એ ઘાટ ભણી ચાલતો થયો.'

સ્નાન કરીને આવતાં વિલંબ થવાથી થાકમણિએ પુત્રીને જોવા મોકલી. પુંટીએ તળાવ પર આવીને જોયું તો ડોસો ગૂપચૂપ ઘાટ પર બેઠો બેઠો પાણી તરફ જોઈ રહ્યો હતો. હજી એણે પાણીમાં પગ દીધો ન હતો.

પુંટી નજીક આવીને બોલી: 'કયારના આવ્યા છો, દાદા, ને હજી ન્હાયા નથી, એ કેવું!'

ડોસાએ એને ઈશારાથી ચૂપ રહેવા કહ્યું. તેથી તેની પાસે જઈ પુંટીએ પૂછ્યું: 'શું કહો છો દાદા?'

ડોસાએ બોલ્યા વગર જ આંગળીના ઈશારે પાણી ભણી જોવાનું કહ્યું. થોડીવાર અહીં તહીં જોયું, છતાં કંઈ સમજ ન પડવાથી પુંટીએ પૂછ્યું: 'શું છે? હું તો કયાંય કશું દેખતી નથી. મોઢેથી કહોને શું જોવાનું છે?'

ઓઠ પર આંગળી મૂકી ડોસો બોલ્યો: 'ચૂપ, બોલ્યા વગર પેલા લાકડાની બાજુમાં જો અહીં બેસીને જો અહીંથી બરોબર દેખાશે.'

ડોસાના કહેવા પ્રમાણે બેસીને, પુંટીએ પાણી તરફ નજર કરી પછી ખૂબ ઉત્સાહ પૂર્વક બોલી ઊઠી: 'વાહ કેટલી મોટી માછલી છે દાદાજી!'

ડોસાએ માથું હલાવી કહ્યું: 'ચૂપ રહે. નાસી જશે! આટલી બૂમો કેમ પાડે છે? એને ઓળખે છે તું પુંટી!'

પુંટી આભી બની માથું ધુણાવી બોલી: 'ના, ના.' ડોસો બોલ્યો: 'ના, ના, શું કહે છે? એટલામાં ભૂલીજ ગઈ કે? આતો પેલી વૃંદાવનની માછલી છે ઘણા વખત પહેલાં એક દહાડો એણે તે માછલીને મારા કહેવાથી છોડી દીધી હતી એજ એ માછલી છે.'

પુંટી મોં ફેરવી બોલી: 'એતો જૂના જમાનાની વાત થઈ, દાદા આજે એ માછલી નહોય! ક્યારનીયે એ તો જાળમાં પકડાઈ ગઇ હશે.'

ડોસો ચંચળ આંખે જોઈને બોલ્યો: 'ના તું શું સમજે? આ એજ માછલી છે, હું કેટલાય વખતથી એને જોતો આવું છું.'

પુંટી પણ ધ્યાન પૂર્વક માછલી તરફ જોવા લાગી. ડોસાને વૃંદાવનની પકડેલી માછલી માટે પણ કેટલી મમતા હતી તે તેને સમજાયા વગર ન રહ્યું. થોડી વારે તે બોલી: 'દાદા, હવે ઝટ નાહી લ્યો, રસોઈ ઠંડી થાય છે.'

: ૨૨ :

તે દિવસે સાંજના વખતે ડોસાને જરા આનંદમાં જોઈ, રુક્મણિ એની પાસે આવી કહેવા લાગી: 'લોકો આગળ મોં દેખાડવું હવે તો ભારે થઈ પડયું છે, દાદા!'

જિજ્ઞાસુ આંખે એની સામે જોઈ ડોસાએ પૂછ્યું: 'કેમ શું થયું છે, મા?'

રુક્મણિ બોલી: 'લોકો કહે છે કે આવડી મોટી છોકરીને ઘરમાં રાખી માને ગળે ધાનનો કોળિયો કેમ ઉતરે છે?'

એકદમ ગંભીર થઈ જઈ ડોસો બોલ્યો: 'શું કરું, કહે! ઈચ્છા હતી કે પહેલું જ લગ્ન જોવડાવી એમના ચારહાથ ભેગા કરીઆપી નિરાંતે બેસું. પરંતુ કંઈ ને બદલે કંઈ બની ગયું. વિધાતાએ વચમાં વિઘ્ન નાંખ્યું.'

રુક્મણિ બોલી: 'પછી એની કંઈ ખબર ન કાઢી, બાબા!' વૃદ્ધ તેજ થઈ બોલ્યો: 'બીજી કઈ રીતે ખબર કાઢું હવે! મેં પાંચ પાંચ તો એને કાગળ લખ્યા પણ જવાબ આપતો જ નથી.

બે વખત મનિઑર્ડરથી રૂપિયા મોકલ્યા; તે પણ પાછા આવ્યા, ખબર કાઢવામાં હવે બાકી શું રહ્યું છે મા!'

થાકમણિ બોલીઃ 'જાતે કલકત્તા હોત તો કદાચ...'

ડોસો ઉશ્કેરાઈને બોલ્યોઃ 'શું હું જાઉં એની ખુશામત કરવા? ના, કદી નહિ બને. એને જો આવવું હોય તો આવે, ન આવે તો ચૂલામાં જાય.'

જીભ દાબી થાકમણિ ગયા બોલીઃ 'અરેરે...'

ડોસો પછી કંઈક નરમ બની બોલ્યોઃ 'ના, હું કદાપિ નથી જવાનો, મને તમારે જેટલો કહેવો હોય તેટલો કઠોર કહેજો.'

થોડીવાર બંનેમાંથી કોઈ કંઈ જ બોલ્યું નહિ. પાલવનો તાર ખેંચતી ખેંચતી થાકમણિ બોલીઃ 'પેલા મહેલ્લાનો બાબુ કહેતો હતો કે પદ્મપુરમાં કોઇ મૂરતીઓ છે.'

અહીં સુધી બોલ્યા પછી થાકમણિએ ત્રાંસી નજરે ઘડીક ડોસાની સામે જોઇ લીધું, પણ એના મોં પરનો ભાવ બિલકુલ બદલાયેલો નથી ને તે જોઈ શાંત સ્વરે બોલવા લાગીઃ 'કહે છે કે પહેલાં એનું એક વખત લગ્ન થયું હતું. અને સ્ત્રી એક છોકરાને પાછળ મૂકી મરણ પામી છે.'

ગંભીર કંઠે વૃધ્ધે પૂછ્યું: 'ઉમર કેટલી હશે?' નિરાંતભર્યા અવાજે થાકમણિ બોલી: 'કહે છે કે ઉમર વધારે થઈ નથી. આપણી જ બરાબરીનું ઘર ગણાય છે.'

ડોસો બોલ્યોઃ 'તોયે આશરે પચાસ સાઠ વર્ષ થયાં હશે?'

એના સ્વરમાં કંઇ વિચિત્રતા જોઈ થાકમણિ ડરીને બોલી: 'મને બરાબર ખબર નથી, બાબુ એમ કહેતો હતો કે તમારી દીકરી ખૂબ મોટી છે માટે ઠેકાણે પાડો.'

ડોસો ક્રોધમાં બૂમ પાડી ઉઠ્યો : ‘પુંટી...એ...પુંટી!’

આંબેની જામફળી હેઠળથી બૂમ પાડી પુંટીએ જવાબ દીધો : ‘આવી દાદાજી!’

ખોળામાં કેટલાંક કાચાં જામફળ લઈ એક અડધા પાકા જામફળને ખાતી ખાતી પુંટી ડોસાની પાસે આવી ઉભી રહી.

ડોસો ગુસ્સામાં ગર્જના કરી બોલ્યો: ‘પુંટી તું હવે મોટી થઈ છે. આ ઘેર, તે ઘેર ભમતી કેમ ફરે છે વારુ?’

આભી બની પુંટી જોઈ રહી.

દાંત ભચરડી ડોસો બોલ્યો: ‘જોઇ કેવી રહે છે. જાણે કાંઈ સમજતી જ ન હોય!’

માતાને મધ્યસ્થ સમજી પુંટી બોલી : ‘હેં, મા, હું કદી કોઈને ઘેર ભમવા જાઉં છું. કેમ તું કઈ કહેતી નથી!’

કર્કશ કંઠે ડોસો બોલ્યો: ‘જતી નથી તો પછી બાબુએ તને જોઈ શી રીતે? તું આવડી મોટી થઈ તોયે તારું આથડવાનું બંધ થયું નહિ ખરુંને? હવે જો ગઈ છે તો ગરદન ઝાલીને ઘરમાંથી કાઢી મૂકીશ. અને મારી છોકરી મોટી થઈ છે કે નાની થઇ છે એમાં બાબુને શું ચિંતા! આજકાલ કરતાં બે વરસથી રૂપિયા ઘાલીને બેઠો છે, વ્યાજ ભરવાની વાત કરતો નથી અને ઉપરથી...એની ખબર લઉં છું હવે!’

થાકમણિ બોલી: ‘લોકો તો જે જુએ તે કહે. એમાં એમનો દોષ ન કહાય?’

મા તથા ડોસાની વાતચીતનો બરાબર ભાવાર્થ ન સમજાયાથી પુંટી શરમવડે લાલમુખે, અડધું ખાધેલું જામફળ ધીમે ધીમે આંગળી વડે ફેરવવા લાગી.

પાસે પડેલી વાંસની લાકડી હાથમાં લઈ કડાક કરીને જમીન પર પછાડતો ડોસો બોલ્યો: ‘ બુઢ્ઢો વર તારે માટે તૈયાર છે–એને પરણવાનું છે. તારી માને એ વગર ગળે ધાન નથી ઊતરતું. પરણીને છોકરાંની મા થઈશ, તોયે તારામાં બુદ્ધિ નહિ આવે. ’

પુંટીએ જીભ બહાર કાઢી મોં બગાડી અણગમો બતાવ્યો.

ડોસો હસીને બોલ્યો: ‘ મારી સામે જીભ કાઢવાથી શું વળવાનું છે! તૈયાર થા, હમણાં તેડવા આવશે. ’

પછી ડોસો થાકમણિ તરફ ફરી બોલ્યો: ‘ જો સાંભળ તારી છોકરી ગમે એવડી મોટી થઈ ગઈ હોય, અને તારે કંઠે અનાજ ઊતરે કે ન ઊતરે પણ હું વિન્દા સિવાય બીજા કોઈના હાથમાં એને નહિ સોંપું. એમ કરવા જતાં પછી એને જનમારો કુંવારી રહેવું પડે, તો યે મને ચિંતા નથી. શું સમજી ? ’

અત્યારે કંઈ કહેવાનો વખત નથી. એ સમજીને કંઈ પણ બોલ્યા વગર થાકમણિ ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઈ.

ડોસાએ પુંટીને પોતાની પાસે ખેંચી લઈ કહ્યું: ‘ આટલાં જામફળ ક્યાંથી લઈ આવી, પુંટી! લાવ એકાદ ખાઉં તો ખરો! ’

પુંટી શરમથી મોં ડોસાના ખોળામાં લપાવીને બોલી: ‘ હું કોઈને પરણવાની નથી, માને કહી દેજો દાદા! ’

મોટેથી હસતાં હસતાં ડોસો બોલ્યો: ‘ હું યે તને જવા દઈશ કેમ ? આ ઘરડે ઘડપણ તું મારો આશ્રય છે; તને ગૂમાવીને છેવટે શું મારે વગડામાં જઈને રહેવું! ના, ના, તું મારી છે, અને સદા મારી જ રહેવાની છે. જોઉં! ’ વાક્ય પૂરું થતાં જ હરદયાળે બેઉ હાથે પુંટીનું મુખ પકડી ચુંબન કર્યું. પુંટી દાદાના ખોળામાં પડી મોં લપાવી બોલી: ‘ જાઓ દાદા વળી. ’

ઘડીવાર પછી મોં ઉંચું કરી ફુંસ કરતી હસી પડી પુંટી બોલી: 'ત્યારે તો એ જ વાત ચોક્કસ થઈને દાદા?'

પુંટી તરફ જોઈ ડોસો હસીને બોલ્યો: 'કઈ વાત બેટી!'

પુંટી આળસ મરડી બોલી: 'કે મારું લગ્ન બીજે ક્યાંય નહિ લેવાય; કેમ ખરું ને?'

ડોસો તેના ગાલે ચૂંટી ખણી બોલ્યો: 'ક્યાંયે નહિ, થાય પુંટી, પણ વૃંદાવન સાથે તો ખરું ને?'

મોં ફેરવી પુંટી બોલી: 'જાઓ વળી હું શું જાણું?'

## : ૨૩ :

**ચા પીતાં** પીતાં પત્નીએ મી. પાલિતને કહ્યું: 'વૃંદાવન હજી દેખાયો નહિ. આજે તેની અવધિ પૂરી થઈ છે એટલે આવવો જોઈએ.'

મિ. પાલિતે કહ્યું: 'ના, ના, એ હવે નહિ આવે, 'કેમ નહિ આવે? તમે શી રીતે જાણ્યું?' અમલા જીજ્ઞાસાપૂર્વક પૂછવા લાગી.

ખિસ્સામાંથી એક પત્ર કાઢી અમલાને આપતાં મિ. પાલિતે કહ્યું: 'જો, આ વાંચ.'

ઝડપથી કાગળ લઈને અમલાએ તે વાંચવા માંડયો. એ પત્રમાં પોતે વિલાયત જઈ શકે તેમ ન હોવાથી આભાને મેળવવાની આશા તેણે છોડી દીધી હતી, એમ વૃંદાવને જણાવ્યું હતું.

પત્ર વાંચી નિસાસો નાંખતી માતા પુત્રી તરફ સ્નેહથી તાકી રહી; એના પ્રાણમાં મહાવેદના જાગી ઉઠા હતી. પુત્રીનો પ્રાણ કેટલી ઉત્કટતાથી વૃંદાવન તરફ આકર્ષિત થયો હતો તે અમલા જાણતી હતી.

મિ. પાલિત પણ આભાનો મનોભાવ જાણવા મથન કરી રહ્યા હતા, તે બોલ્યા: 'વિલાયત જવું એ તો ખાસ આવશ્યક છે. કેમ, આભા તું શું માને છે ?'

'તમારો મત એજ મારોમત છે, મારે બીજું શું કહેવાનું હોય ?' આભાએ શરમભર્યા સ્વરે કહ્યું.

અમલા અસ્થિર કંઠે બોલી: 'આભા બરાબર વિચારકર્યા વગર ન બોલતી. કોઈની હઠનો ભોગ ન બનીશ. પ્રાણના પ્રવાહને વગર સમજ્યે રૂંધીશ તો અપાર વેદનાનો સાગર ડહોળવો પડશે.'

આભા ઉભી થતાં થતાં બોલી: 'મેં વિચાર કરી જોયો છે; બા, મારા બાપુજી જે કહે છે તેજ ઉચિત છે.'

'આભા તારા હૃદયને તારા કરતાંયે હું વધુ ઓળખું છું, હું તારી માતા છું. એકાદ ઉતાવળો નિર્ણય બાંધી જીવનભર માટે સંતાપનો વહ્નિ ન પ્રગટાવીશ; ઉત્તેજનાને વશ ન થઈશ. માટે વિચાર કરી જોજે.'

આભાએ વિષાદભર્યા કંઠે કહ્યું: 'મા, હું તારી જ પુત્રી છું. ઉત્તેજનાને વશ નહિ બનું, છતાં ફરી વિચાર કરીશ.' એમ કહી તે ત્યાંથી ચાલી ગઈ.

મ્લાનમુખે અને ભારગ્રસ્ત હૈયે આભા બાગમાં નિર્મળા સાથે ફરી રહી હતી. નિર્મળાએ ગંભીરતાપૂર્વક કહ્યું: 'તારો પ્રેમી પ્રથમ એક ગ્રામકન્યા સાથે સંપર્કમાં આવી ગયો હતો.'

આભાના વદન ઉપર જિજ્ઞાસા પ્રગટી ઊઠી, તેણે પૂછ્યું: 'તને શી ખબર એની ?'

નિર્મળા હસીને બોલી: 'એ પોતેજ વાત કરતા હતા.' આભા ચિંતાતુર વદને જરાવાર રહીને બોલી ઊઠી: 'તો એમ વાત છે ખરું ?'

'પણ એથી નિરાશ શા માટે થાય છે. બીજી એક વ્યક્તિ તો છે ને?'

'કોની! અસીમની વાત કરે છે તું?' આભા બોલી ઉઠી. 'હા, તું વૃંદાવનને ચાહતી નજ હોય તો પછી એ...'

નિર્મળાને બોલતી અટકાવી આભા વચ્ચે જ ઉત્તેજિત સ્વરે બોલી: 'નારી હોવા છતાં તું નારીના હૃદયને નથી સમજતી. નારીનો પ્રાણ કેટકેટલી વેદનાઓ, આઘાતો, અને સંવેદનો વચ્ચે ટકી રહી સંસારને જીતી લે છે એ શું તું નથી જાણતી?'

'તો તું વૃંદાવનને હજી પણ ચાહે છે?' નિર્મળા વિસ્મય પામી બોલી.

'એમને હું અનંત પ્રેમથી ચાહુ છું. એમને માટેનો મારો પ્રેમ સમુદ્ર જેવો અગાધ છે; દિશાઓ જેવો અનંત છે; ઘડી ઘડીમાં પૂરથી છલકાઇ જતી ક્ષુદ્ર સરિતા જેવો એ પ્રેમ નથી.' આભાએ તેજસ્વી કંઠે જવાબ આપ્યો.

'તો પછી?' નિર્મળા ડોક નમાવી પૂછી રહી.

'તો શું? જો એ અન્ય બાળાને ચાહતા હોય તો પછી હું કઈ રીતે એમની આગળ જઈને ઉભી રહું? મારો સ્વીકાર તે ન કરી શકતા હોયતો હું શું બળજબરીથી મારી જાતને એમની ઉપર લાદી શકીશ?' આભા ગંભીર ને વિષાદભર્યા સ્વરે બોલી.

નિર્મળાએ તેને શાંત કરતાં કહ્યું: 'એ તને નથી ચાહતા એમ તો નથી જ. કદાચ તે તારી પાસે ખેંચાઈ આવે, એમ પણ બને!'

'પણ બાપુજીની શરત...' આભાએ મુશ્કેલી બતાવી.

'એનો પણ નીકાલ થઈ શકે તેમ છે.'

'તો પછી આભા એમને માટે પોતાના પ્રાણ અને હૃદયનો સભર ઉપહાર લઈને, પૂજા માટે સદૈવ ખડી રહેશે. સમગ્ર જીવન, આશા, આકાંક્ષા અને સર્વસ્વ એમને પદે અર્પણ કરવા આભા સદાય આતુર છે. પણ બેન, એ બનવાનો સંભવજ મને તો નથી જણાતો.' આભા આશા–નિરાશા વચ્ચે ઝૂલતી બોલી ઉઠી.

'હાય રે! મૂઢ, આટલો ગાઢ પ્રેમ, આટલી તીવ્ર આકાંક્ષા અને આવી પ્રગાઢ વેદના છતાંય એમનાથી દૂર ભાગે છે? તું તે કેવી છે સખી!' નિર્મળા આશ્ચર્ય દર્શાવી બોલી ઉઠી.'

'જેવી વિધાતાની મરજી, હું શું કરું બેન?' આભા મ્લાન મુખ પર હાસ્ય લાવવાનો મિથ્યા પ્રયાસ કરતી બોલી.

'તું પણ એક ગૂઢ નારી છે બેન! તારા હૃદયના ઊંડાણને પામવું સહેલું નથી.' નિર્મળા શાંત સ્વરે બોલી.

: ૨૪ :

'એ હવે પૈસાદાર થઈ ગયો છે, તેં જાણ્યું કે નહિ પુંટી? મારા પૈસા હવે એ નહિ લે. તો હું યે તેને આપવા નહિ જાઉં.'

વૃદ્ધ હરદયાળે વૃંદાવનને મનિઓર્ડર કર્યું હતું. પણ તે પાછું આવતાં ડોસો નિરાશાથી ઉપર પ્રમાણે પુંટી આગળ વેદના વ્યક્ત કરવા લાગ્યો.

થોડીવાર ચૂપ રહી પુંટી બોલી: 'માણુસ કેમ આવું કરતો હશે, એ મને સમજાતું નથી.'

વૃદ્ધ ઉશ્કેરાઈ બોલ્યો: 'એને હવે પાંખો આવી છે. એટલું તું નથી સમજતી! પરાયાંને ખવરાવી પીવરાવી મેં માથું ઊંચું કરતાં શીખવ્યું છે; હવે મારો શો ખપ છે? આ તો કળજગ છે કળજગ, પુંટી!'

પુંટી ગૂપચૂપ માથું નીચું ઘાલી બેસી રહી.

ડોસો એને ધમકાવીને બોલ્યો: 'કેમ આમ ગૂપચૂપ બેઠી છે! આપની ખરી બેટી હો તો સામી ઊભીરહી એનો પક્ષ લઈ બે

શબ્દો સંભળાવ. આમ મનમાં મને ગાળો દેવા કરતાં મોઢે ચોખ્ખું સંભળાવી દેતાં શું થાય છે!'

નીચી ઢાળેલી આંખો સહજ ઊંચી કરી પુંટી ધીમેથી બોલી: 'હું કોઈનો પક્ષ નથી કરતી દાદાજી!'

વૃદ્ધ ખીજાઈને બોલી ઊઠ્યો: 'ઓહો! સ્ત્રીઓને આવું જૂઠું પણ બોલતાં આવડે છે! હું જાતે જોઉં છું કે તું નિસાસા નાખે છે, ને છતાં કહે છે કે હું કોઈનો પક્ષ ખેંચતી નથી, કે ગાળો દેતો નથી!'

પુંટી સજલ નયને બોલી: 'હું તો મારા બળેલા કરમની ચિંતા કર્યા કરું છું દાદા, મારાથી નિસાસો નખાઈ જતો હોય તો એજ કારણે તમને હું ગાળ દઉં એમ માનો છો દાદા?'

વૃધ્ધે કહ્યું: 'કેમ ન દે, હું તારો કોણ છું? બનાવટી જ સંબંધને, તારું, ઘરનું માણસ તો એજ છે. એના કરતૂક જોઈ હૈયામાં લાહ્ય લાગી ગઈને તને કહેવા આવ્યો, ત્યારે તું તો મારી નસીબની ચિંતા કરવા બેઠી. શું દુ:ખ દીધું છે, કહે, શા માટે તારું કરમ બળેલું રહે છે વારૂ?'

પુંટી નીરવ બેસી રહી.

વૃદ્ધ વધારે ગુસ્સે થઈને બોલ્યો: 'બોલવાનું હોય તો બોલી શકેને? તમે લોકો બધા જ નિમકહરામ છો, મારું નસીબ જ એવું છે, કે જીવનની સંધ્યાયે બધા નિમકહરામીઓની ટોળી ભેગીકરી સંસારમાં ફસાયો, પોતાનાં હતાં તે રહ્યાં નહિ, છતાં પારકાંને માટે આવી ખેંચાખેંચી કરવાથી શો લાભ થઈ શકે?'

વૃદ્ધની આંખોમાંથી પાણી પડવા લાગ્યું.

તુરત પુંટી ઊભી થઈ, અને પોતાના પાલવ વડે વૃદ્ધનાં આંસુ

લૂછતી બોલી: 'પારકાંની ચિંતા હવે શું કામ કરવી દાદા! પૈસા ન લે, તો કાંઈ નહિ, હવે મોકલશો નહિ.'

ઉશ્કેરાઈને ડોસો બોલ્યો: 'શું તું એમ માને છે કે હું હજી ફરી મોકલીશ? કદાપિ નહિ, જો સોગન ખાઈને કહું છું કે ફરી એને રૂપિયા મોકલું તો મારું નામ હરદયાળ નહિ. તું જોજે પુંટી; હવે પસ્તાઈને પગમાં આવીને પડશે તોયે હું એની સામે જોવાનો નથી!'

ઘરમાંથી બહાર આવી થાકમણિ બોલી: 'તે પૈસા ન આપવા હોય તો ન આપ્યા, એમાં વળી આટલા સોગન શું કામ ખાઓ છો?'

ડોસો બૂમ પાડી બોલ્યો: 'આપવા કે નહિ આપવા એ મારે જોવાનું છે. નહિ આપું, જા એમાં તારા બાપને શું! તારાથી ન સહન થાય તો અહીંથી દૂર થા.'

થાકમણિ બોલી: 'મારા જવાથી જો વિન્દો પાછો આવતો હોય તો હું હમણાં જતી રહું. ઘરની લાજ ઓલાય એટલે થયું.'

દાંત પીસી ડોસો બોલ્યો: 'બસ, એટલામાં મિજાજ ખસ્યો! ઓ ભગવાન, પારકાને પાળવામાં આટલી બધી ભાંજગડ પડતી હશે, એવી ક્યાં ખબર હતી! આ શપથ લઉં છું, જો હવે કદી પારકાં પોષેલાંનું નામ મુએ લઉં તો!'

થાકમણિ કશું ન બોલી.

વૃદ્ધ બોલ્યો: 'બસ ચૂપ! આવે વખતે બે શબ્દો કહી મનને શાન્તવન આપે એવું કોઈ જ ન મળે! દૂધ પાઈને ઉછેર્યાં તે બધાં જ જાણે ઝેરી સાપ નીવડ્યાં છે.'

નીચે ઢળેલી દૃષ્ટિ એકદમ ઊંચી કરી પુંટી બોલી: 'હું તો કહું છું કે એક વખત જાતે જઈ આવજો દાદા!'

બૂમ પાડી ડોસો બોલ્યો: 'શું કરવા, શું કરવા, કહે જોઉં? એ બેટા રતનને પગે પડવા જાઉં! હું? એવું શું મારે અટકી પડ્યું છે? તારાથી ન રહેવાતું હોય તો તું જા.'

શાન્તકંઠે પુંટી બોલી: 'પણ ગયા હોત તો સારું થાત દાદા!'

દાંત દેખાડી ડોસો બોલ્યો: 'શી રીતે વારું? કહે તો ખરી! પાછળથી મને બહુ દુઃખ દઈ રહ્યો છે. એટલેથી તને સંતોષ થતો નથી! કે હજી હું એની સામે જઈને દુઃખ ભોગવું એવી તારી ઇચ્છા છે! વાહ ખરી મારી હિતેચ્છુ!'

થાકમણિ બોલી: 'તમે ન જાઓ તો બીજા કોઈને—'

ગુસ્સામાં ઊભો થઈ જઈ ડોસો બોલ્યો: તને બહુ મન થતું હોય તો તુ જાતે જ જા, હાય, મારે તો ઘરમાં ને બહાર બધે ઉપાધિ, વારુ, તે મને એવી શું પડી છે, કે જાઉં?'

થાકમણિ બોલી: 'છોકરો જરા ગર્વિષ્ટ છે. પણ તમે ગયા હોત તો પીગળીને પાણી થઈ જાત. ખરું કહું છું, એ છેક નફ્ટ નથી.'

મોં ફેરવી લઈ વૃદ્ધ બોલ્યો: 'વાહ, એ એવો ગર્વિષ્ટ હોય તો એમાં મને શું! ગર્વને ધોઈ ધોઈને પીએ? હું કોઈ રીતે જવાનો—નથી જવાનો—નથી બીજા કોઈને મોકલવાનો પણ નથી જા.'

બોલવું પૂરું થતાં જ ડોસો ઘરમાંથી બહાર ચાલ્યો ગયો. મા અને દીકરી ગૂપચૂપ બેસી રહ્યાં.

થોડીવાર પછી ડોસો પાછો આવી ખૂબ ઉશ્કેરાટમાં બોલી ઊઠયો: 'કેમ આજે આ બધું છે શું! મા ને દીકરી એક બીજાના મોં સામે જોઈ બેસી રહેશો એટલે મારું પેટ ભરાઈ જશે? રસોઈ નથી કરવી કેમ?'

નિસાસો નાંખી ઊઠીને ઊભી થતાં થાકમણિ બોલીઃ 'આટલા વહેલા કોઈ દિવસ તમે ખાવા બેઠાછો કે આજે તમને ખૂબ ભૂખ લાગી? તમારી વાત જ અદ્‌ભુત છે!'

ડોસો કર્કશ કંઠે બોલ્યોઃ 'ભલે ભાઈ ભલે, હું ભૂત! સારાં માત્ર તમે બે જણાં મા દીકરી છો.'

થાકમણિ બોલીઃ 'મેં એમ ક્યાં કહ્યું છે! ખોટા ખોટા ગુસ્સે શાના થાઓ છો!'

ડોસો બોલ્યોઃ 'હા, હવે હું ઘરડો થયો છું, એટલે મારું બધુંયે ખોટું–પણ પેટમાં નાંખવા કોળીઓ ભાત મળવાનો છે, કે પછી જાતે જ રાંધવા પેસવું પડશે?'

નવાઈ પામી થાકમણિ બોલીઃ 'આજે અત્યારમાં ખાવા બેસશો?'

વૃધ્ધે કહ્યુંઃ 'હા અત્યારમાં જ.'

પુંટી ઓચિંતી બોલીઃ 'કલકત્તા જવાના હશે, બા એ તો.'

ચંચળ આંખે એની સામે જોઈ બોલ્યોઃ 'હું શું કરવા કલકત્તા જાઉં? આજ તો શહેરમાં એક કેસ છે, બે પાંચ જણ પકડાયા છે. એટલે એ કામે જવાનું છે. ગામમાં રહીએ તો ગામનાં માણસોને કાંઈક મદદ તો કરવીજ પડે ને?'

આ પછી કોઈએ કંઈ જ કહ્યું નહિ. પુંટીએ ઝટપટ ઊઠીને રસોડું ખોલી ચૂલો સળગાવ્યો.

તળાવમાં ડૂબકી મારીઆવી થાકમણિ દાળ અને ભાત ચૂલે મૂકીદઈ શાક સમારવા બેસી ગઈ.

જતાં પહેલાં પુંટી પાસે આવીને હરદયાલ બોલ્યાઃ 'તારે શું શું જોઈશે, પુંટી? એક પારસી સાડી લાવું ને?'

થોડીવાર મૂઢની જેમ દાદાના મોં ભણી જોઈ રહી પુંટી એકદમ હસી પડી. પછી તે બોલીઃ 'હમણાં તો કહેતા હતા ને કે હું કલકત્તા નથી જવાનો દાદા?'

વૃદ્ધ મોં બીજી તરફ ફેરવી બોલ્યોઃ 'કોણ કલકત્તા જાય છે?'

પુંટી હસીને બોલીઃ 'તો મારે શું ચીજ જોઈએ છે ને શું નથી જોઈતું એ કેમ પૂછવા લાગ્યા? અહીં વળી પારસી સાડી ક્યાં મળવાની હતી?'

ડોસો ગળું સાફ કરી બોલ્યોઃ 'કેમ ન મળે? શહેરમાં સેંકડો મળે છે, તારે કેટલી જોઈએ તેજ કહી દેને!'

પુંટી કંઈ બોલી નહિ.

તીક્ષ્ણ દ્રષ્ટિએ પુંટીના મોં સામે જોઈ વૃદ્ધ બોલ્યોઃ 'જાઉં છું કેસમાં હાર કે જીત બેમાંથી ગમે તે એકનીતો થશે જ. જીત થાય તો કિનુ સરદાર કાલીઘાટ પર માનસિક પૂજા કરવા જવાનું કહેતો હતો, માટે જો એ મને પોતાની સાથે ખેંચી જાય તો જવુંયે પડે. તેથી મને જો પાછા ફરતાં વિલંબ થાય તો ચિંતા કરશો નહિ.'

આમ કહીને ડોસો ખરેખર કોઈ અપરાધીની માફક ત્યાંથી ચાલ્યો ગયો.

પુંટી હાથ ઊંચા કરી બોલીઃ 'એનું મન ફેરવી નાંખજે ભગવાન, દાદાના પ્રેમાળ હૃદયને હવે વધારે આઘાત ન થાય તેવું કરજે પ્રભુ! દાદાની સાથે જ એ પાછા ઘેર આવે એવું કરજે, ભગવાન!'

## : ૨૫ :

સાંજના જિતકુમારે ઓફિસમાં આવીને કહ્યું : 'ચાલો, ચાલો, હવે ઘડી ફરી આવીએ. આટલી મજૂરી કરે તો માણસ જીવી ન શકે હોં!'

હાથમાંની કલમ હાથમાં જ પકડી રાખી વૃંદાવને કહ્યું : 'તમે ફરી આવો, મારે જરા કામ છે.'

જિતકુમારે સહાસ્ય કહ્યું: 'વાહ નવાઈની વાત. તમે આટલા બધા કામની પાછળ ગાંડા કેમ છો, એજ સમજાતું નથી.'

આ વખતે નિર્મળા ત્યાં આવી પહોંચી, તે બોલી: 'વાહ! મને રસ્તા પર રાહ જોતી ઊભી રાખી તમે અહીં મિત્રની સાથે વાતોમાં ખૂંપી ગયા!'

જિતકુમાર હસીને બોલ્યો: 'શું કરું! એવા બંધાઈ ગયા છે કે એમને કોઈ રીતે બહાર નીકળવાનું જ મન થતું નથી. એમનું કામ જ પુરું થતું નથી ને સૂર્યપ્રકાશમાં બહાર નીકળવાની હજુ એમને ટેવ પડી જ નથી.'

નિર્મળા હસીને બોલીઃ ' શું સાચી વાત છે? વૃંદાવનબાબુ! '

ઓફિસના ઓરડામાં નિર્મળા આવી ત્યારનો વૃંદાવન સ્તબ્ધ બની ગયો હતો, તે માથું ખંજવાળતો બોલ્યોઃ ' ના, પરંતુ હાથમાં લીધેલું કામ પૂરું કર્યા સિવાય શી રીતે ઉઠાય? પરંતુ તમે— '

જિતકુમાર તેના અધૂરા વાક્યના જવાબમાં બોલ્યો : ' આ જીવનની નાંવિક એજ છે, શું તમે એ નથી જાણતા ?'

નિર્મળા સસ્મિત બોલીઃ ' હું એમની વાત તદ્દન ખોટી છે, વૃંદાવનબાબુ, સ્ત્રીએ હાથમાં સુકાન લીધાનું કદી આપે સાંભળ્યું છે?'

વૃંદાવન માથું નીચે નમાવી અબોલ ઉભો રહ્યો હતો. તેનો હાથ પકડી જિતકુમારે કહ્યુંઃ ' પણ એ તો તમે જોયું ને વૃંદાવન, કે ઓરડામાં પ્રવેશતાં જ કેવી છટાથી ધમકાવવા માંડી. માટે ત્વરિત ચાલો નહિ તો આજે કેટલુંયે નસીબમાં ભોગવવાનું લખેલું હશે. '

એ સમયે વૃંદાવનના હૃદયમાં વિચાર મન્થનનું તુમુલ યુદ્ધ જાગી ઉઠયું. આ નિર્મળા આભાની સખી ને! સુખદુઃખની સાથીદાર! જિતકુમાર એનો પતિ હોવો જોઈએ, તો શું પત્નીના આગ્રહને માન આપવા માટે જિતકુમાર આજે મારી તરફ બદલાની આશા વિના દયાદાન કરી રહ્યો છે? બદલો તે આગળ વિચાર કરી શકશે નહિ તેનું મસ્તક ભમવા લાગ્યું.

મહાવેગભરેલા સ્વરે તે બોલ્યાઃ ' મારી ભૂલ થઈ છે. એનું પ્રાયશ્ચિત મારે કરવું પડશે. મને જવાદો – મને એકાંતની જરૂર છે. '

આમ બોલી ઉન્મતની પેઠે વૃંદાવન ત્વરિત ગતિએ ત્યાંથી બહાર ચાલ્યો ગયો. નિર્મળા અને જિતકુમાર સ્તબ્ધ બની એક બીજાનાં મોં સામે જોઈ રહ્યાં. કોઈ કંઈ બોલી શકયું નહિ; તેમ જ વચમાં પડી તેને જતો રોકી શકયાં પણ નહિ.

'હવે એ હાથ નહિ આવે.' ગંભીર સ્વરે જિતકુમાર બોલ્યો, અને નિર્મળાના મુખ પ્રતિ તાકી રહ્યો.

ખિન્ન હૃદયે ભટકતો ભટકતો વૃંદાવન જ્યારે છાત્રાલયમાં આવ્યો ત્યારે એક યુવકે તેની પાસે આવી કહ્યું: 'અરે! વૃંદાવનબાબુ! તમને કોઈ શોધતું હતું.'

કોણ જાણે કેમ વૃંદાવનના પ્રાણમાં એકદમ આંચકો લાગ્યો. વિષાદપૂર્ણ નયનો ઉંચાં કરી તેણે કહ્યું: 'કોણ હતું? તમે તેને ન ઓળખ્યો?'

યુવકે જવાબ દીધો: 'ના, કોઈ વૃદ્ધ હતો. ગામડામાંથી પ્રથમ જ અહીં આવ્યો હોય એમ જણાતું હતું. તમારે વિષે વારંવાર પૂછતો હતો. ચહેરો ભવ્ય અને ડાબા કાન પાસે એક ડાઘ હતો.'

વ્યગ્રતાપુર્વક વૃંદાવને પૂછ્યું: 'નામ, કંઈ કહ્યું નહિ?'

યુવક વિચાર કરી બોલ્યો: 'કહ્યું તો હતું! શું કહ્યું હતું? અરે! ના, ના, હરદયાળ પાલ શું એ કોઈ તમારા સંબંધી છે? અરે, આ શું! નામ સાંભળતાં જ કેમ નાઠા? ડોસો પણ આમ જ નાઠો હતો. આનું શું કારણ, વૃંદાવનબાબુ?'

પરંતુ વૃંદાવન જવાબ આપવા ત્યાં ઉભો ન હતો. એ ઝડપથી સાંભળ્યું ન સાંભળ્યું કરી દોડી ગયો હતો.

: ૨૬ :

**ઘેર** આવીને તરત જ વૃદ્ધ હરદયાળે ઘેરાસાદે બૂમ પાડીઃ 'પુંટી, એ......પુંટી, જરા સાંભળ, આમ આવ !'

પુંટી દોડતી ડોસા પાસે આવી અને બોલીઃ 'શું કહો છો, દાદા ?'

ડોસાએ બૂમ પાડી કહ્યુંઃ 'હું જાઉં તો એ તરત પાછો આવે, મને માથે લઈને એ નાચવાનો, એમ તું કહેતી હતીને ?'

સ્તબ્ધ બની કુતૂહલ દૃષ્ટિએ વૃદ્ધના વદન પ્રતિ નિહાળતાં પુંટી બોલીઃ 'શું થયું પણ ?'

ડોસો તિરસ્કારપૂર્વક બોલ્યોઃ 'શું નથી થયું એ પહેલાં કહેવા દે ! બાબુજી ગોકુળમાં અંધારું કરી મથુરામાં જઈને રાજા થયા છે.'

'તો એમાં શું ખોટું થયું છે ?' પુંટી સહાસ્ય બોલી. 'તમે રાજાના પણ રાજા થયા દાદા !'

ડોસો સંક્રોધ ઘૃણાત્મક સ્વરે બોલ્યો: 'પણ તું રાણી થઈને લટક મટક કરવા ઇચ્છતી હોય તો એ વાત ભૂલી જજે. એને તારી મુદ્દલ જરૂર નથી હોં!'

દુઃખનો આઘાત હૃદયમાં ઓચિંતો અનુભવવા છતાંયે પુંટી પોતાની જાતને સંભાળી હસતે મોંએ બોલી: 'ભલે, રાણી થઈને શું કરવું છે? હંમેશાં દાસીવૃત્તિ કરતી આવી છું એટલે હવે રાણી-પદ ક્યાંથી શોભે?'

ડોસો દાંત કચકચાવી બોલ્યો: 'તું મોઈ, બળ્યા-મોંની, તારી બલા ન ટળી.'

ડોસાની ચરણરજ માથે ચઢાવી પુંટી બોલી: 'આ સામી સંધ્યાએ એ જ આશીર્વાદ આપો કે એમની બધી અલાબલા મારા માથે વહોરી લઈ, હું વહેલી મરી પરવારું, દાદા!'

'કેમ બહુ મોંએ ચઢ્યું બોલે છે ખરુ? હું તારું મરણ ઇચ્છું છું એમ?' એમ બોલી ડોસો તેને મારવા દોડ્યો.

ઝાકળથી ભીંજેલાં પર્ણ જેવી આંખો સ્થિર કરી પુંટી બોલી: "જીવતી રહીને, હું તો કેવળ તમારી ચિંતાઓમાં જ વધારો કર્યા કરું છું. એ કરતાં હું મરી જાઉં એ શું ખોટું દાદા?'

ડોસો 'હાય!' કહેતાં બારણાની એક બાજુમાં બેસી ગયો. બરાબર તે જ વખતે થાકમણિ કપડાં ધોઈને ઘેર આવી. કેડ ઉપરથી પાણીનો ઘડો ઉમરા પર મૂકી, શરીરપરનું વસ્ત્ર સરખું કરતી બોલી: 'હજુ દીવો કેમ પ્રગટાવ્યો નથી, પુંટી? આવડી મોટી થઈ છતાં તારામાં બુદ્ધિ કાંઈ જ ન આવી.'

ડોસો સક્રોધ બોલ્યો: 'બુદ્ધિ બધાંયની સરખી છે! મને બળજબરીથી કલકત્તા ન મોકલ્યો હોત તો આટલી વેદના ન ભોગવવી પડત!'

થાકમણિ બોલી: 'કેમ, શું થયું તે, વૃંદાવન મઝામાં છેને?'

ડોસો બોલ્યો: 'બહુ......જ મજામાં છે. નોકરી કરે છે, વિલાયત જવાનો છે, મડમને પરણવાનો છે. બોલ—હવે મજામાં ખરો કે નહિ?'

થાકમણિ ગંભીર થઈને બોલી: 'તમારી તો વાત જ બધી જુદી છે. વિલાયત જાય ને મડમને પરણે—વૃંદાવન એવો છે? એને નોકરી મળી છે તે તો ઠીક જ થયું. હું આવતી પૂનમે સત્યનારાયણની પૂજા કરાવીશ.'

ડોસો સક્રોધ બોલી ઉઠયો: 'એની સાથે સાથે પોતાના શ્રાદ્ધની પણ તૈયારી કરી રાખજે. જે વિલાયત જવાનો છે એ તે વળી તારી પૂજામાં માનતો હશે!'

થાકમણિ સ્તબ્ધ બની ડોસા પ્રતિ નિહાળી રહી. પુંટી ગળું સાફ કરી બોલી: 'જેને, જ્યાં ગમે ત્યાં જાય, દાદા એમાં આપણે શું?'

થોડીવાર મુગો રહી ડોસો માથું હલાવી એકદમ બોલી ઉઠયો: 'બરાબર, એમાં આપણે શું! આપણે તો હવે એનું નામ પણ મોંએ લેવાના નથી. એ કોણ? માથે ઓઢેલી પરાયી પંચાત, બીજું શું? પુંટી પાણી લાવતો, પગ ધોઈ લઉં.'

ડોસાના પગમાં આળોટી પડી હૃદય ભાંગી નાંખે તેવા સ્વરે પુંટી બોલી ઉઠી: 'હવે આ સમાજમાં, આ લોકોમાં રહીને, આપણે શું કામ છે, દાદા! જ્યાં સમાજની રાય સંભળાય જ નહિં; ત્યાં કેટલાએ વખતથી જવાનું કહો છો. તો ચાલોને, હવે આપણે ત્યાં જ જતાં રહીએ; કેમ જઈ શું ને દાદા?'

વૃધ્ધે નિઃશ્વાસ નાખી કહ્યું આ ઉમરે સર્વસ્વનો ત્યાગ કરી તું

ત્યાં આવીશ, પુંટી! ભોગની તૃષા છીપે તે પહેલાં જ તું ત્યાગનો આશ્રય લઈશ બેટા?'

પુંટી વિષાદભર્યા વદને બોલી: 'જરૂર આવીશ દાદા, નામમાં તો કંઈ ફેર નથી. એમના સ્મરણથી ઈશ્વરનું ધ્યાન સારી રીતે થઈ શકશે. દિલનું દુ:ખ જોઈ ભગવાન પોતે જ દોડી આવશે; તમે જ કહ્યા કરો છો, કે ભગવાન માણસના મનની પરીક્ષા કરે છે. પૂરેપૂરા વ્યાકુળ પ્રાણથી જે પ્રાર્થના કરે છે તેની પ્રાર્થના ભગવાન વ્યર્થ નથી જવા દેતો. ચાલોને, કાલે જ આપણે અહીંથી જતાં રહીએ.'

થાકમણિ બોલી: 'પુંટી! તારે તો બધીયે વાતમાં ઉતાવળ એમ ઉતાવળથી કંઈ ન બને? ઘરબારની કંઈક વ્યવસ્થા કરવી જોઈએ ને? એ વગર બસ, જવાનું કહ્યું એટલે એકદમ ચાલી નીકળાય?'

ડોસો નિ:શ્વાસ નાખી બોલ્યો: 'વ્યવસ્થા હવે કોને માટે કરવાની છે? ખતમ કરીને જ જઈશ મા!'

પુંટી બોલી: 'ના, દાદા, એવું ન કરશો. વખતે એ કોઈક દિવસ પાછા આવે તો આ બધું એમને ઉપયોગી થશે. આપણે તો ભીખ માગીને યે ચલાવી લઈશું; આપણી તો ચિંતા નથી પણ—'

વૃદ્ધ વિસ્મયભરી આંખે તેના સામે જોઈ બોલ્યો: 'હજુ પણ તને એના પર આટલું બધું વહાલ છે, પુંટી! એણે તારું શું ભલું કર્યું છે કે તું એને ભૂલી શકતી નથી?'

પુંટી હસીને બોલી: 'ભલે ન કર્યું હોય, પણ તેથી શું? હું હિંદુની કન્યા છું ને, હિંદુ પત્ની પતિ પ્રતિ પ્રેમ ન રાખે તો બીજા કોના પર રાખે? એકને છોડી, એ ભલે બીજીને પરણે, મારો સંભાળ

ભલે ન લે, પણ મને મારા મનથી ખાત્રી છે કે તે મારા છે, મારા વિના બીજા કોઈના પણ નથી.'

વૃદ્ધ સજળ નયને બોલ્યોઃ 'પુત્રી! તું તો ખરી છે ને!'

દૃઢ સ્વરે થાકમણિ બોલીઃ 'એ સાચું જ કહે છે. હિંદુ છોકરીને આનાથી વિશેષ કઈ આશા હોય! એ જ ઠીક છે, ચાલોને કાલેજ વિદાય થઈએ ઘરની જે વ્યવસ્થા કરવાની છે તે તો હું આજે જ કરી દઉં છું.'

વૃદ્ધ નિઃશ્વાસ નાખી બોલ્યોઃ 'તું પણ આમ એકાએક બદલાઈ ગઈ! ભલે, તો એમ જ કરીશું.'

: ૨૭ :

નિતાઈ ગોપાળ એક મોટું પોટલું ગરદન પર ઊંચકી લાવી બારણામાં આવી બૂમ મારી બોલ્યો: 'દાદા, ક્યાં ગયા, એ દાદા!'

વૃધ્ધે ઉત્સાહથી કહ્યું: 'આવ્યો ભાઈ મને બહુ ફિકર થતી હતી કે આટલું મોડું કેમ થયું? રસ્તામાં વહુને મળવા તો નહોતો રોકાયો?'

મંદ હસીને નિતાઈ બોલ્યો: 'એ મૂરખી ન મળી એ ઠીક જ થયું છે. નહિ તો આમ જલદી આવવા દે ખરી દાદા સાહેબ! તમારી પોટલી ઉઘડાવી જોયા પછી જ મને છોડત!'

ડોસો હસીને બોલ્યો: 'ખરું ભાઈ બહુ પક્કી બાયડી મળી છે તને! પણ જોજે ભાઈ, આ વાત કોઈ જાણી ન જાય હો! આટલું મોડું કેમ કર્યું તે!'

બારણામાં બેસી નિતાઈ બોલ્યો: 'જરા હુક્કો આપજો દાદા, આટલું ચાલતાં ચાલતાં તો થાકી ગયો. ગોર મહારાજને ઘેર પણ જતો આવ્યો છું હો! તેથી પણ જરા મોડું થયું.'

હુક્કો ઉતારી દઈ, નિતાઈને આપતાં ડોસાએ કહ્યું: 'શું કહ્યું એમણે, આવવાના છે એમ કહ્યું છે?'

હાથ લાંબો કરી તમાકુ લઈ, હુક્કો ગોઠવતાં નિતાઈ બોલ્યાઃ 'મારી સાથે જ ગોર બાપા આવતા હતા પણ ઠાકોરજીને લાવવાનું કહ્યું એટલે જરા પાછા ગયા, પણ જુઓ આ આવી પહોંચ્યા.'

ગોરના ગળાનો ખોંખારો સાંભળી નિતાઈએ ઉપર પ્રમાણે કહ્યું.

વૃદ્ધ હરદયાળ વ્યગ્રબની બોલ્યોઃ 'કયાં ગઈ એ પુંટી? જરા દીવો કર ઘરના બધાં ગયાં કયાં? પગ ધોવા પાણી તો લાવો જલદી.'

ગોર બોલ્યાઃ 'કંઈ ઉતાવળ નથી તમે ગભરાશો નહિ. હાથમાંથી ઠાકોરજીને પધરાવીશ ત્યાર પછી હાથપગ ધોઈશ. બોલો, શું કામ છે તે કહો હવે!'

ઝટપટ ડોસાએ બારણાની એક તરફ પાણી છાંટી દીધું અને બોલ્યોઃ 'અહીં, આ જગાએ પધરાવો. આજે પુંટીના લગ્ન કરવાનું નક્કી કર્યું છે.'

બતાવેલા સ્થળે સિંહાસનસાથે શ્રી નારાયણશિલાને પધરાવી વૃદ્ધ ગોરજી આશ્ચર્યચકિત આંખે ચારે તરફ જોતા બોલ્યાઃ 'પુંટીનાં લગ્ન છે? કયાં, કંઈ તૈયારીઓ તો દેખાતી નથી? વળી મૂરતીઓ પણ દેખાતો નથી?'

નિતાઈવાળી પોટલી ઉઘાડતાં ઉઘાડતાં વૃદ્ધ હરદયાળ કહેવા લાગ્યોઃ 'તૈયારીઓ એવી શી કરવાની છે? હમણાં કરી દઉંછું. હરદયાળને ઘેર તૈયારીની ઊણપે કદી પણ કોઈ કામ અટકી પડયું જાણ્યું છે? લ્યો આ મૂરતીઓ!'

આમ બોલતાં બોલતાં વૃધ્ધે પોટલામાંથી એક છબી બહાર કાઢી ગોરજીની સામે ધરી.

જરા અસ્વસ્થ બની ગોરે કહ્યું: 'મારી મશ્કરી કરો છો.'

ડોસાએ હાથ જોડી જવાબ આપ્યો: 'જી, હું મશ્કરી કરું ખરો? હું તો આપનો દાસાનુદાસ છું મહારાજ.'

છબી હાથમાં લઈ ગોર બોલ્યા: 'અરે આ તો આપણો વૃંદાવન જણાય છે? જીવતો જાગતો માણસ બેઠો છે, છતાં આ છબી ઉપર મન કેમ લાગ્યું છે, હરદયાળબાબુ?'

વૃદ્ધ નમ્રતાપૂર્વક બોલ્યો: 'જી, જીવતા જાગતા માણસને હાજર ન કરી શક્યો એટલે, આ છબીથી કામ ચલાવી લેવાનું છે. આ પાણી, પગ ધુઓ બાપજી!'

ગંભીર સ્વરે ગોર મહારાજ બોલ્યા: 'પગ તો ધોઉં છું, બાબુજી! પણ આમ તે કદી લગ્ન થતાં હશે ભાઈ!'

વૃદ્ધ વ્યગ્ર બની બોલ્યો: 'કેમ ન થાય, બાપજી?'

ગોર હસતા બોલ્યા: 'છબી કદી ન ચાલે, લગ્નમાં તો અસલ માણસ જોઈએ.'

વૃદ્ધ હસી બોલ્યો: 'માફ કરજો ગોર! પણ હું તો કાયમ જોઉં છું કે મૂળ વસ્તુને છોડી નકલની જ સાથે તમારું ઘણું કામ ચાલે છે. દાખલા તરીકે મધના અભાવે ગોળ, ડાંગરના અભાવે જવ. એ વળી જુઓને, આ શ્રી નારાયણશિલા એ પણ શું છે? એ પણ નકલરૂપે અસલની પૂજા છે કે બીજું કંઈ છે બાપજી?'

વિસ્મયપૂર્વક ગોર બોલ્યા: 'આ બધું કોની પાસેથી શીખ્યા તમે? બાકી તમારું કહેવું સત્ય છે. બીજા આ વાત કબૂલ ન કરે, છતાં હું તો કબૂલ કરીશ. સંસારમાં ગંભીર બનીને રોજબરોજ નકલ વડે કામ ધપાવી આપણે મૂળ વસ્તુને સમૂળગી ભૂલી ગયા છીએ.'

હરદયાળ બોલ્યો: 'તો હવે આ કામે શું વાંધો રહ્યો ગોર!'

ગોર હસતા બોલ્યા: 'તર્કની દૃષ્ટિએ તમે આજે મને જીતી ગયા છો. હરદયાળ, એટલે તમારું કામ પતાવવા હું બંધાયેલો છું.

પરંતુ પૂછું છું કે આટલી ઉતાવળ શા માટે કરો છો? હજી થોડા દિવસ રાહ જોઈને સાચે સાચી અસલ વસ્તુને લાવી કામ પતાવી શકાય તો કેવું સારું!'

હરદયાળ બોલ્યો: 'મૂળને છોડી નકલની પાછળ પાછળ રઝળવામાં જ મારું જીવન પૂરું થવા આવ્યું છે. એટલે હવે એની જરૂર જ નથી. મેં નક્કી કર્યું છે કે કાલથી અસલની શોધમાં નીકળી પડવું વૃંદાવનચંદ્ર પ્રભુની ઇચ્છા હશે તે થશે.'

શાંત પ્રસન્ન મનથી ગોર બોલ્યા: 'તમે સુખી થાઓ એવા મારા આશીર્વાદ છે હરદયાળ! હવે હું સમજ્યો કે બધા મૂળનું જે ખરું મૂળ છે તેણે તમારા બધા દોષો ધોઈને સાફ કરી નાખ્યા છે. હવે ડરવાનું નથી, તૈયારી કરો, હું આ કામ બેધડક કરાવીશ.'

વિવાહના મંત્ર ભણતા ભણતા ગોર પૂછવા લાગ્યા: 'સ્ત્રી–આચાર શી રીતે થશે, હરદયાળ! છેડો કોની સાથે બાંધીશું હવે?'

શાન્ત કંઠે હરદયાળ બોલ્યો: 'છેડા છેડી બાંધવાની જરૂર નથી. છેડો છૂટોજ રહેવાદો મહારાજ! આ જન્મે કદાચ એ સદા માટે છૂટોજ રાખવાનું થશે. સદ્‌ભાગ્યે કદી એ આવે ને દયાળુ ભગવાન કૃપાદ્રષ્ટિ કરે, તો બાકીનું તો એ પોતે જ સંભાળી લેશે. નહિ તો પછી વૃંદાવનચંદ્રના ચરણ કમળમાં જ એને અર્પણ કરી દઈશ.'

ગોર બોલ્યા: 'તો ભલે, આજે હું તમારી કોઈ વાત ને નહિ નકારું હરદયાળ!'

માળા પહેરાવતી વખતે હરદયાળે કહ્યું: 'આ માળા વળી કોની ડોકે નાખીશું, પુંટી, તું જ તારે ગળે પહેરી લે. તક મળશે તો સુકાયેલી માળા પણ વૃંદાવનચંદ્રના પાદપદ્મમાં ધરી શકાશે!'

મંત્રપાઠ પૂરો થયા પછી, પુંટીએ સાષ્ટાંગ પ્રણામ કર્યાં.

વૃદ્ધ ગોરે પુંટીના માથા પર હાથ મૂકી આશીર્વાદ આપ્યાઃ ' આવું અદ્દ્ભુત લગ્ન મેં કદી કોઈ કરાવ્યું નથી બહેન, પરંતુ આજે કોણ જાણે કેમ એ બધા લગ્નો કરતાં મને આમાં વધારે આનંદ થાય છે. હું વૃદ્ધ બ્રાહ્મણ ખરા હૃદયથી આશીર્વાદ આપું છું બહેન કે તારો મનોરથ પૂરો થશે. તારા હૃદયનું ખોવાયેલું ધન મેળવી દેવા માટે જ લીલામય ભગવાને આ લીલા કરી છે, એમ મારો પ્રાણ સાક્ષી પૂરે છે !'

બીજે દિવસે આખા ફળિયાના લોકો વૃંદાવન જતા જાત્રાળુઓને વિદાય આપવા દોડયા. ડોસાના હૃદયમાં આજે આનંદની મહાભરતી ઉછળતી હતી. એ તરંગમાં આસપાસનાં સૌ કોઈ મુગ્ધ હતાં. મૌખિક આત્મીયતાથી જેઓ વિવેકની ખાતર જ વિદાય આપવા આવેલાં એ બધાં, આજે સાચુકલાં રડી પડયાં.

ટિકિટ કઢાવી જ્યારે ત્રણ જણાં પશ્ચિમ તરફ જતી ગાડીના પ્લેટફોર્મ પર ચાલીને ઉભાં, તે વખતે નજીકનાં આત્મીય જનોના વિયોગની વ્યથાથી સૌનાં અંતર ભારેખની દ્રવવા લાગ્યાં.

ગાડી આવી પહોંચી. અને સામેના એક ડબા ભણી વૃદ્ધે પગ ઉપાડયો; તેજ વખતે પાછળથી ખેસ ખેંચી પુંટી બોલીઃ ' હવે જવાનું નહિ બને દાદા, કોણ આવ્યું છે એ તો જરા જુઓ !'

વૃદ્ધ બહાવરો બની પાછળ જોવા ગયો. ત્યાં તો, વૃંદાવન દોડતો આવી એના પગમાં ઢળી પડી બોલ્યો : ' મને માફ કરો દાદાજી. '

પળવાર સ્તબ્ધ બની વૃદ્ધ ઉભો રહ્યો, પછી બળપૂર્વક પોતાની નિર્બળતાને દાબી દીધી, પછી ધીરે ધીરે પુંટીનો હાથ વૃંદાવનના હાથમાં મૂકીને એ બોલ્યો : ' ખરે વખતે તું આવી પહોંચ્યો બેટા;

પેલો ભાવિક માણસ પ્રેમપૂર્વક બોલ્યો: 'આ ખાઈ લે ભાઈ!'

મૂઢની માફક ડોસો વ્રજવાસીની સામે કંઈજ ન સમજતો હોય એ રીતે જોઈ રહ્યો. થોડી વારે તે બૂમ પાડી બોલી ઉઠયો: 'ઓ વૃંદાવનચંદ્ર પ્રભુ! તું કયાં છે?'

પેલો વ્રજવાસી શાંત સ્વરે બોલ્યો: 'પહેલાં ખાઈ લે, પછી પ્રભુનાં દર્શન અવશ્ય થશે.'

શૂન્ય નજરે વૃદ્ધ તેની તરફ જોઈ રહ્યો. પોતાને એ ભાવિક ગૃહસ્થ કંઈક કહી રહ્યો છે તેનું ડોસાને ભાન ન હતું. પેલાએ એક પેંડો લઈને ડોસાના મોં ભણી ધર્યો. ડોસાએ તે ખાવા મોં ઉઘાડ્યું. પણ બીજી જ પળે મોં ફેરવી લઈ ઉન્મત્તની પેઠે તે ત્યાંથી નાસવા લાગ્યો.

ઉન્મતની પેઠે દોડતાં દોડતાં બૂમ પાડીને તે કહેવા લાગ્યો: 'ના, ના, આટલા દહાડા ખૂબ ખાધું પીધું છે. હવે બસ! હવે સૌ કાંઈ છોડી દીધું છે, તો ખાવાની તમા શી? હાય, સર્વસ્વ તજીને તારે ત્યાં આવી પહોંચ્યો છું, છતાંય તું કેવો નિર્દય છે વૃંદાવનચંદ્ર! હજી પણ મને મમતાના બંધનમાં પૂરી રાખ્યો છે પ્રભુ! આટલા દહાડાથી હું રખડું છું પણ તારાં કયાંય દર્શન ન થયાં.'

પેલો વ્રજવાસી તેની પાછળ દોડી આવ્યો અને કહેવા લાગ્યો: 'શા માટે દુ:ખી થાય છે ભાઈ? તારા વૃંદાવનચંદ્ર તને જરૂર મળશે.'

આ સાંભળી વૃધ્ધ સતેજ થઈ બોલ્યો: 'હેં મળશે? કહો, કહો, કયાં મળશે? એ અહીં આવ્યો છે? હું કહું છું ને કે વિન્દો મારા વગર રહીજ ન શકે! કયાં છે, અરે એ કયાં છે? હાય,

એ ક્યાંય નથી? ભગવાન! આ તે કેવો મહા પ્રપંચ!'

રસ્તે જતો એક ભક્તજન તંબુરા સાથે ગાઈ રહ્યો હતો:—

" આમિ તોમારે ચાહિનિ જીવને,
તુમિ અભાગારે ચેયે છે.
આમિ ના ડાકિતે હૃદયમાઝારે
નિજે એસે દેખા દિયે છે."+

ડોસો થોડીવારસુધી કાન દઈ એ ભજન સાંભળી રહ્યો.

પછી એકાએક તીરની માફક તે છૂટયો અને પેલા ગાનારનો હાથ જોરથી પકડી લીધો.

વિસ્મયથી વૃદ્ધને નખશીખ નિહાળતો ભજન ગાનાર બૂમ પાડી બોલ્યો: 'ઓહ, મારો હાથ દુઃખે છે. છોડો ઝટ!'

પણ હાથ છોડયા વગર જ ડોસાએ પૂછ્યું: 'આ તું શું ગાઈ રહ્યો છે વારુ?'

વૈષ્ણવ ભક્ત સ્થિરતાથી બોલ્યો: 'ભગવાનના ગુણ ગાઉં છું. બીજું શું વળી?'

ડોસો તીવ્ર સ્વરે બોલ્યો: 'આવા જૂઠાણા વડે તું તારા ભગવાનનો યશ વધારે છે એમ?'

---

+ " નથી રે બોલાવ્યો મેં તો શ્રીહરિ રે!
છતાં આવીને નાથ તો ઉભા રહે રે;
નથી મેં કરી હો, તારી વાંચ્છના રે!
ત્હોય આવીને ઉર વાસો વસેરે,
પ્રભુ, એવું અક્રમી માં શું દીઠું રે?"

ભગતે શાંત નજરે ડોસા તરફ જોઈ મધુર કંઠે કહ્યું: 'એમાં શું જૂઠાણું છે ભાઈ? એ તદ્દન સાચી વાત છે. પ્રભુ બહુ જ દયાળું છે.'

પગ જમીન પર પછાડી વૃદ્ધ ગર્જના કરી બોલ્યોઃ 'કદાપિ ન હોય!'

વૃધ્ધને શાંત કરવા માટે મધુર હાસ્યપૂર્વક વૈષ્ણવ બોલ્યોઃ 'વિશ્વાસ રાખો!'

ડોસો રાડ પાડી બોલ્યો: 'શું આપણે એને ન બોલાવીએ ન ચાહીએ છતાં એ આપણને ચાહે એ જૂઠાણું કેવી રીતે માની શકાય? તો પછી હું આટઆટલા દિવસથી એ બેટા વૃંદાવન માટે વ્યાકુળ બનીને રુદન કરું છું છતાં એ શા માટે મારી પાસે આવીને ઉભો રહેતો નથી? જો એ એવો દયાળુ છે તો એનું રૂપ ધરીને શા માટે મને દર્શન નથી આપતો વારુ?'

'ભાઈ શ્રદ્ધા રાખ, પ્રભુ એ પણ કરી શકે છે.' વૈષ્ણવ-ભક્તે કહ્યું.

'ના, ના, હું એવી શ્રદ્ધા કોઈરીતે નથી રાખી શકતો. એનામાં એવી તાકાત છે તો શા માટે એ રીતે આવતો નથી?'

ભગતે પૂછ્યું: 'શું તમે ભગવાનને તમારા પુત્ર વૃંદાવનના ભાવથી બોલાવો છો – આરાધો છો?'

જોરથી હસીને વૃદ્ધ બોલ્યો: 'હા, હા, હજારવાર! અહીં આવ્યો ત્યારથી હૃદયનો તમામ ભાર એ તમારા દયાળુ ભગવાનને ચરણે ફેંકી દઈ ઘૂમી રહ્યો છું, પણ એ નિષ્ઠુર જરા પણ સાંભળતો નથી!'

વૈષ્ણવ માયાળુ સ્વરે બોલ્યો: 'મારી સાથે ચાલ ભાઈ!'

વૈષ્ણવ ભગતનો હાથ છોડી દઈ ક્રોધથી ધ્રૂજતા સ્વરે ડોસો બોલ્યો: 'ના, ના, હું નથી આવવાનો. તમે સઘળા ચોર છો – જૂઠા છો. ચોરી અને જુગારનો મોટો અખાડો ખોલી તમે જગતને છેતરો છો.'

વૈષ્ણવ ભગત મગજ ઠેકાણે રાખી બોલ્યો: 'સાચી વાત છે. આપણે બધા જ ચોર છીએ. તમે ચોર, હું ચોર અને સઘળી દુનિયા પણ ચોર છે.'

ડોસો પળવાર વિસ્મયથી સ્તબ્ધ બની ઊભો. પછી એકદમ બોલ્યો: 'શું કહ્યું? હું પણ ચોર, એમ?'

વૈષ્ણવ હસીને બોલ્યો: 'જરા વિચાર કરી જો ભાઈ! તું જેને તારું હૃદય – મન, પ્રાણ અર્પણ કરવા આવ્યો હતો તેને જ તું અર્પણ કરી શક્યો છે?'

માથું ધુણાવી ડોસો બોલ્યો: 'શી રીતે કહી શકું? મારું આખું હૃદય એ છોકરાના રૂપથી ભરાઈ ગયું છે. જરાય ખાલી જગો રહી હોય તો એને સ્થાન આપી શકું ને? એને માટે આ હૃદયમાં ખાલી જગા જ નથી રહી.'

વૈષ્ણવે કહ્યું: 'તો પછી તારા વૃંદાવનના રૂપથી જ એને જો અને એમ સમજી લે કે એ એ જ છે.'

ડોસો જીદપૂર્વક બોલ્યો: 'એ શી રીતે બને? એની સાબિતી શું?'

'ચાલ બતાવું.' વૈષ્ણવ હસીને બોલ્યો.

અર્ધજાગૃત અને અર્ધઊંઘમાં હોય એ સ્થિતિમાં ડોસો વૈષ્ણુવની પાછળ ચાલવા લાગ્યો. જતાં જતાં મન સાથે બોલી રહ્યો હતો: 'એમ જ કર, ભગવાન ! એમજ કર. એનું રૂપ લઈને મને દર્શન આપ. હું સર્વસ્વ તજી તારા દર્શને આવ્યો છું. માટે મને પાગલ ન બનાવીશ પ્રભુ ! તારું ચાંદમુખ બતાવી મારો વૃંદાવનનો નશો દૂર કરી દે પ્રભુ !'

ગોવીંદમંદિરનાં દ્વાર હજી હમણાં જ ખૂલ્યાં હતાં. હજી કોઈ અંદર જઈ શકતું ન હતું. ઉન્મત્ત દશામાં ડોસો વૈષ્ણુવની સાથે દ્વાર નજીક આવી ઉભો રહ્યો.

વૈષ્ણુવે કહ્યું: 'ભાઈ, તું જા ! મારાથી નહિ અવાય.'

શૂન્ય દૃષ્ટિવડે ડોસો તેની તરફ જોઈ રહ્યો. તે શું સમજ્યો તેની ખબર ન પડી. પણ પછી બીજી જ ક્ષણે ડોસો આવેગપૂર્વક આગળ ધસ્યો.

એક માણસ તેને રોકવા વચ્ચે આવી ઉભો. પણ ન રોકી શક્યો. ભાવપૂર્ણ – વેગવતી નદીના સાગરમિલન માટેના પ્રયાણને રોકવાની શક્તિ તેનામાં નહિ હોય. બેઉ હાથ પહોળા કરી ડોસાએ મંદિરના અંદરના ભાગમાં પ્રવેશ કર્યો. તેણે મોટેથી કહેવા માંડ્યું: 'ક્યાં છો વૃંદાવનચંદ્ર ! તમારું ચાંદમુખ નિરખવા માટે હું સર્વસ્વનો ત્યાગ કરી અહીં આવ્યો છું. દર્શન આપ, પ્રભુ, ઝટ દર્શન આપ ! વિન્દા, તું મારી સામે હવે ન આવીશ. અરે, પણ સિંહાસન ઉપર આ કોણ બેઠેલું છે ? કોણ વિન્દા, તું છે ? આ શું કરે છે તું અક્કરમી ? અભાગિયા, ઝટ નીચે ઉતર, નીચે ઉત્તર, નહિ તો તારું અકલ્યાણ થશે. શું નીચે નહિ ઉતરે એમ ? ઉભો રહે તને સીધો કરી દઉં છું હમણાં !'

ક્રોધવશ બની વૃદ્ધ પુત્રને મારવા સિંહાસન તરફ દોડ્યો – પણ તે તુરત જ જમીન પર ફસડાઈ પડ્યો.

પ્રેમથી ઊભરાતા હૃદયે એ જ સ્થિતિમાં પડ્યા પડ્યા, પોતાનાં સજળ નયનો ભગવાનની મૂર્તિ પર સ્થિર રાખી ડોસો ગદ્‌ગદ્‌ કંઠે બોલી ઊઠ્યો: ‘ આટલાં કષ્ટ પછી અંતે તેં દયા કરી નાથ ! હાય પ્રભુ, કેવો મારો ભ્રમ હતો ! મેં તને મારો વિન્દો માની લીધો હતો. ના, પણ તું વિન્દો નથી. તું મારો પ્રભુ છે, મારો પ્રાણ છે, મારું સર્વ કાંઈ છે, મારા ચાંદમુખ ! ’

સમાપ્ત

આ પુસ્તકની નકલો ખલાસ થવા આવી છે. ગ્રાહકોએ
પોતાની નકલ મંગાવી લેવી.

સિદ્ધહસ્ત લેખક શ્રી. ઉછરંગરાય ઓઝા કૃત–




*

ઐતિહાસિક મૌલિક નવલકથા

પૃષ્ઠ ૫૫૦ : : પાકું પુંઠું

સુંદર કવર જેકેટ

કિંમત રૂ. સાડાત્રણ

× મહાન્ સિકંદરે હિંદુસ્તાન ઉપર પ્રથમ ચઢાઇ કરેલી તે સમયની આ નવલકથા હિંદના રાજકીય, સામાજીક અને ધાર્મિક પરિવર્તનનો ઇતિહાસની દૃષ્ટિએ સુન્દર ખ્યાલ આપે છે.

ઑન. શ્રી. મુનશીજીના 'રાજાધિરાજ' અને 'ગુજરાતનો નાથ'ની સંપક્તિએ સ્થાન આપવા યોગ્ય આ સ્વતંત્ર નવલકથા છે.

× તે વખતનાં હિંદનાં સામ્રાજ્યો, તેમનું બંધારણ અને પ્રજાના રીતરિવાજ સાંગોપાંગ દર્શાવે છે.

× બાલરાજા આંભિની નિર્દોષતા, તક્ષશિલાના રાજ્યની રાજમાતા રંભાદેવીની વિલાસપ્રિયતા. રાજા નંદનું ઝનુન, પૌરસની દેશભક્તિ, મહાન્ ગુરુકૂળો અને બૌધો વચ્ચે ઝઘડા અને સિકંદરની સૌન્દર્ય-લોલુપતાઃ તેમના માનસને વ્યક્ત કરતી આ નવલકથા એક સરખા પ્રવાહમાં વાંચકોને ખેંચી રાખે છે.

# વીરમતી.

ધારાનગરીના રાજપુત્ર જગદેવ પરમારની ધર્મપત્ની ક્ષત્રાણીના પાતિવ્રત્યનું ઐતિહાસિક જ્વલંત દૃષ્ટાંત. સોનેરી નામનું પાકું પુંઠું.
ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૨૫ કીંમત ૩-૦-૦

આ પુસ્તકનું મુખ્ય પાત્ર સતી ક્ષત્રાણી વીરમતી છે, તે ખરેખર વીરમતી છે. તેનું પાતિવ્રત્ય, તેની સમયસૂચકતા, પતિ પ્રત્યેની અનન્ય ભક્તિ અને માર્દવ એકંદરે તેનું આખું જીવનચરિત્ર ખરી વીર ક્ષત્રાણીને છાજતું આબેહુબ આમાં ચીતરેલું છે. તેનો પતિ જગદેવ પરમાર છે. તેની ઉદારતા, વીરતા અને સ્વામીભક્તિ એક સાચા ક્ષત્રીને શોભવનાર છે. આમાં જગદેવ તથા વીરમતીના જીવનના પ્રસંગો એવા સુંદર રીતે આલેખેલા છે કે વાંચનારનું હૃદય તલ્લીન થઇ જાય છે.

## આ પુસ્તકમાં આવેલા વિષયોની વિગતઃ—

મૂર્તિ. ૨૮ શ્રેયઃસાધકની પરિક્ષા. ૨૯ પરહિતાર્થે પ્રાણસમર્પણ કરનાર પતિપત્ની. ૩૦ દેવી પાસે સિદ્ધરાજના આયુષ્ય માટે પોતાના પ્રાણ આપવાની માગણી. ૩૧ નવરંગ વિલાસ. ૩૨ વીર–વીરાંગનાનું યશોગાન. ૩૩ બુદ્ધિહીન રાજા. ૩૪ લાખા ફૂલાણીની રાજ્યવ્યવસ્થા. ૩૫ સઘન વનમાં સરદાર. ૩૬ સિદ્ધ મહાલય–ચણ્ડિકા દર્શન. ૩૭ પરમાર મસ્તક પ્રદાન. ૩૮ કાલભૈરવ ચિન્તા નિવારણ–જગદેવનું સ્વદેશાગમન. ૩૯ ધારાની ધામધૂમ–માતાપિતાની પ્રીતિ. ૪૦ ધારાનો દરબાર–કમળાપર કટાક્ષ. ૪૧ અપરમાતાને અપમાન. ૪૨ જગદેવ રાજ્યાભિષેક–વીરમતી વિજય. ૪૩ સિંહાવલોકન.

---

# અજમેરનો અજીતસિંહ.

**આ અર્ધ ઐતિહાસિક નવલકથા છે.** ડેમી આઠ પેજી ૨૫૦ પાનાં. પાકું સોનેરી નામોનું પુઠું. **કિંમત રૂા. ૨–૦–૦.**

આ શૂરવીર રાજાએ પોતાના પરાક્રમથી અજમેરની રાજગાદી ટકાવી રાખી હતી. ખટપટીઆ રાજ્ય અને રમણીના લોભી રાય કિશનપ્રસાદ અને રાવળ માનસિંગનાં કારસ્થાનો, હલકી વૃત્તિથી દેશ-દ્રોહ કરવા તઇયાર થયેલાઓનું આખરે પોત પ્રકાશતાં તે કારાગૃહને આધીન થાય છે. અને દેશભક્ત રૂપસિંગજી અને બીજા રાજપૂતો પોતાની એકનિષ્ઠ લાગણીથી પોતાનું ધારેલું કામ કેવી રીતે પાર પાડે છે, વગેરે રાજખટપટનો આમાં સાચો ચિતાર છે. આ નવલકથા વાંચતાં આપણાં રોમાંચ ખડાં થઈ જાય છે.

# વીણા–વિહારી; ભાગ ૧–૨.

## સામાજીક નવલકથા. સચિત્ર પૃષ્ઠ ૪૦૦ બે ભાગમાં

## કીંમત રૂા. ૩–૪–૦

વિશેષે કરીને સ્ત્રીઓને વાંચવા અને શિક્ષા મેળવવા ગ્યાગ્ય આ નવલકથા સમાજ સુધારાની પ્રણાલિકા ઉપર લખાયેલી છે. તેમાં સ્ત્રીકેળવણી તથા વિધવા વિવાહના વિષયને ખુબીદાર રીતે ચર્ચવામાં આવ્યો છે. અનુક્રમણિકા નીચે પ્રમાણે છે:—

**(પ્રથમ ભાગ=ખંડ ૧–૨.)**

પ્રક૦–૧ સત્ય ધર્માશ્રમ. ૨ સરસ્વતીનું વૃતકથન. ૩ આ શું?! ૪ ગુણવંતલાલ ઝવેરી. ૫ ફીસ્ટનું આમંત્રણ. ૬ શિકાર જાળમાં સપડાયો! ૭ પ્રતાપરાય દેસાઇ. ૮ સ્ત્રી શિક્ષણ. ૯ બાળલગ્નની રૂઢી. ૧૦ મણીનો મંદવાડ. ૧૧ વેશ્યાને પ્રેમ. ૧૨ વ્રજરાય અને જમના. ૧૩ મહાબળેશ્વરમાં. ૧૪ મીસ વીણા ઇમાનદાર. ૧૫ જમનાનો પત્ર! ૧૬ નરેન્દ્રની સલાહ. ૧૭ ન્હાની ભૂલનું ભયંકર પરિણામ. ૧૮ દીલ ઉઘાડું કર્યું. ૧૯ વીણાનું માગું. ૨૦ વિશિષ્ઠ વિવાહનો કાયદો. ૨૧ વિવાહ વિશે વીણાનો સંકલ્પ. ૨૨ નિરાશામાં આશાનું કિરણ. ૨૩ પ્રૌઢવિવાહ અને પુનર્વિવાહ. ૨૪ વિલસુ અને નરેન્દ્ર! ૨૫ વીણાના વિચારો. ૨૬ રંગમાં ભંગ. ૨૭ વિહારી તેના સાસરે. ૨૮ વિલસુનાં પુનર્લગ્ન. ૨૯ નવદંપતિઓને આશિષ. ૩૦ મોહનમાળા. ૩૧ વીણાના મનની સ્થીતિ. ૩૨ પુનર્લગ્ન. ૩૩ વનલતાનો નિશ્ચય. ૩૪ "વિધવાવિવાહોત્તેજક મંડળી" ના સભ્યો. ૩૫ જમનાની બીજી જાળ. ૩૬ ઉત્કંઠિત મન. ૩૭ સંપૂર્ણ નિરાશા.

**(ભાગ ૨ જો=ખંડ ત્રીજો)**

પ્રક૦–૩૮ અકસ્માત અને કેદ. ૩૯ આ શું થયું? ૪૦ અસ્વસ્થ મન. ૪૧ જુના ચિત્રનું બીજું. ૪૨ નિરાશાનો લવારો. ૪૩ નોટો વિશે ભાંજગડ. ૪૪ પાપનો ઘડો ફુટયો. ૪૫ અસ્વસ્થ મનની જાગૃતિ. ૪૬ વિહારીને ત્રાસ થયો. ૪૭ પરિવર્તન. ૪૮ ભેદ ખુલ્યો! ૪૯ પતિ–પાત્નનો મેળાપ. ૫૦ આનંદ! આનંદ! ૫૧ સ્વામીજીનો ઉપદેશ. ૫૨ વીણા–વિહારી.

# દેવ ગાંધર્વની નવલકથાઓ

## ( પ્રોફેસર બેઇન કૃત )

**નાગકન્યા**—નાગકન્યાને મનુષ્ય પ્રિયતમ સાથે પરણવાનું મન થઇ આવ્યું છે, ને પોતે વરવા ધારેલો કોડીલો કંથ મનુષ્ય જાતિની કન્યાને પરણી ન બેસે તે માટે નાગકન્યા અનેક પ્રપંચો અને ધમપછાડા કરે છે. છેવટે તેણી ઝેરીલી નાગણનું પોત પ્રકાશે છે ને મનુષ્ય દંપતી પર સીતમ પર સીતમ ગુજારે છે. અદ્દભુત રસભરી નવલકથા-કીંમત રૂ. ૧.

**તિલોત્તમા**—આ એક નિર્દોષ અપ્સરા સૃષ્ટિની વાર્તા છે. પુરાણકાળમાં દેવકાર્યની સિદ્ધી માટે બ્રહ્મદેવે તલ તલ જેવડા રત્નો લઇને ઘડેલી કન્યા તે આ તિલોત્તમા-રૂપરૂપના અંબારસમી તિલોત્તમાએ અનેક દેવદાનવોમાં વેરઝેર કરાવ્યાં, અનેકનાં માથાં ફોડાવ્યાં, છતાંય એ બધો દોષ કામ-રિપુ શંકરને હાથે અનંગને માથે ઓરાઢવામાં આવ્યો. આ અલૌકિક છતાં રસભરી નવલકથા છે-કીંમત. રૂા. ૧.

**મૃગજળ**—આ નવલકથા મોહરાજાની માયાજાળ તથા કર્મના ફળના પરિણામ પર રચાયલી છે. જગતની માયાજાળમાં મનુષ્યો મોહાંધ બની અમૂલ્ય જીવન વેડફી નાંખે છે તેનો અદ્દભુત ચિતાર છે, અને પ્રીતિ કેવળ પાણીના પરપોટા જેવી છે તેની અલૌકિક કથા છે. કીં. રૂા. ૧ાા

**સંસાર સ્વપ્ન**—આમાં સ્વર્ગનાં અનુપમ સુખો અને આનંદની વાતો છે. વાંચનાર જાણે પરીઓમાં વિંટાએલો હોય અને તેની મોજમજાહ લુંટી રહ્યો હોય એમ લાગે છે. કીંમત રૂા. એક.



# પ્રોફેસર બેઈન કૃત

## દેવ ગાંધર્વની અદ્‌ભુત કથાઓનાં ગુજરાતી પુસ્તકો:—

| | | | |
|---|---|---|---|
| ૦–૮–૦ | નીલનેની | ૧–૦–૦ | તિલોત્તમા |
| ૦–૧૦–૦ | ઈન્દુકલા | ૧–૦–૦ | નાગકન્યા |
| ૨–૦–૦ | રંગીલી સંધ્યા | ૧–૮–૦ | મૃગજળ |
| ૨–૮–૦ | નટરાજ | ૧–૦–૦ | સંસાર સ્વપ્ન |

---

# અભાગિની

## (એક હિંદુ બાળવિધવાની કરૂણ આત્મકથા.)

આજકાલની કેટલીક નવલકથાઓમાં સમાજમાં પ્રચલિત દુર્વ્યસનો કિંવા બદીઓ વિશે જે આકર્ષક ઉલ્લેખ થાય છે તેજ જાતનો ઉલ્લેખ સાચા બનાવના આધારે આ પુસ્તકમાં કરવામાં આવેલ છે. પૃષ્ઠ ૨૫૦ **કીંમત ૧–૮–૦** આમાં નીચે પ્રમાણે પ્રકરણો છે:—

પ્રક૦–૧ મિત્રયુગલ. ૨ મિલન અને નિમંત્રણ. ૩ દીનેશની દુર્દશા. ૪ મિત્રધર્મ. ૫ ઘોષ પરિવારનો પરિચય. ૬ પત્રવ્યવહાર. ૭ આકર્ષણ. ૮ બે વિધવાઓ. ૯ સતીશચંદ્રની ચિન્તા. ૧૦ પત્રની પર્યાલોચના. ૧૧ માતા અને પુત્રી. ૧૨ ઉપડવાની તૈયારીઓ. ૧૩ સતીશનું આગમન. ૧૪ અઘટિત ઘટના. ૧૫ તપાસ અને પ્રયાણ. ૧૬ પાપીજીવનનો પ્રથમ અધ્યાય. ૧૭ સુશીલાની ચિન્તા. ૧૮ ભ્રમનિવારણ કિંવા પાપનો પ્રમમ આઘાત! ૧૯ કુટીલ જનોની કાશી. ૨૦ પાંડેયનું પુણ્ય ચરિત્ર! ૨૧ સુખ અને દુ:ખના મધ્યમાં. ૨૨ રામનાથ પોતાના રંગમાં. ૨૩ આશ્રય પ્રાપ્તિ. ૨૪ શ્યામાનું શ્યામ ચરિત્ર અથવા સુશિલાનું નવું સંકટ! ૨૫ પાપનો પ્રકાશ કિંવા સંકટમાં સહાયતા. ૨૬ નવીન આશ્રમ–નવીન આપત્તિ. ૨૭ કારાગારવાસીનો કાગળ. ૨૮ સ્વામીની સુશ્રૂષા કિંવા સન્યાસીઓના સમુદાયમાં. ૨૯ તીનકોડીની તીર્થયાત્રા. ૩૦ દીનેશનું ગૃહાગમન. ૩૧ અંતિમ આશ્રય કિંવા એક્જ ગાડીમાં. ૩૨ શાહપુરના સ્ટેશન પર. ૩૩ અભાગિનીના જીવન નાટયનું અંતિમ દૃશ્ય!

# પ્રણય પંક.

આ એક સામાજીક નવલકથા શ્રીયુત્ શરદચંદ્રજીના બંગાળી પુસ્તકનો અનુવાદ છે. આ નવલકથામાં સુરેશચંદ્ર, રમેશચંદ્ર અને વિશ્વમોહિનીના પાત્રો દ્વારા, મનુષ્યો યૌવનના ઉન્માદમાં વગર વિચારે કેવા સ્ખલનો કરી બેસે છે તેનો આબેહુબ ચિતાર રજુ કરી બતાવેલ છે. આ ત્રણે પાત્રોના મનની અસ્થિરતા "જુવાની તો દિવાની" એ કહેવતને સાર્થક કરે છે. ત્યારે સરલાના ચારિત્રથી એક એવો ઉત્તમ પાઠ શીખવાનો મળે છે કે શુદ્ધ–ચારિત્ર બીજાને પણ શુદ્ધ બનાવવા તનતોડ મહેનત અને પોતાની નબળી સ્થીતિમાં પણ કેવું ચારિત્રશીલ જીવન ગુજારી શકાય છે અને તે ઉપરથી સ્ત્રી–પુરૂષ દરેકને કેટલુંક શીખવાનું મળે છે. પૃષ્ઠ સંખ્યા ૩૨૫ કીંમત રૂા. ૨–૮–૦.

# ગૃહદાહ.

શરદબાબુની આ સુંદર બંગાળી નવલકથામાં તેમની ચરિત્રહીન (પ્રણય–પંક ઉપલી) નવલકથામાં નહિ છેડેલા વિષયને ઘણીજ સુંદર રીતે છેડવામાં આવેલો છે. કેટલીક બાબતોમાં પ્રણય પંક કરતાં પણ આ પુસ્તક ચઢી જાય તેવું છે. તેમજ આ સંસારી નવલકથા આપણા હાલના સમાજને બંધબેસ્તી છે. પૃષ્ઠ સંખ્યા ૪૦૦ કીંમત રૂા. ૨–૮–૦.

# રંગીલી સંધ્યા.

પ્રો. બેઇનની લખેલી આ નવલકથા અલૌકિક છે. તેમાં શંકર ભગવાન ચંદ્રમૌલીશ્વર મહાદેવની જટામાં જાન્હવી બિરાજે છે તે પ્રભુના, ઉમા–મહેશ્વરના, ગિરિજાપતિના કહેલા આ કથનથી, આ અદ્‌ભુત આખ્યાનથી, વાંચનારને રમુજ સાથે આનંદ થાય તેમ છે. રાજકન્યા અપરાજીતાના ચરિત્રમાંથી, કદરૂપા કામરૂપના કૌતકમાંથી, નરપતિ કેશવના વિચારમાંથી દરેકને કાંઈ પણ શીખવાનું, સમજવાનું, જાણવાનું કે ધડો લેવાનું મળશે. પૃષ્ઠ ૧૭૫ કીંમત રૂા. બે.

# મારો દેશ.

**મહારાજા રણજીતસિંહના સમયની ઐતિહાસિક નવલકથા.**

આ ઐતિહાસિક કૃતિ પ્રસિદ્ધ શિખ સમ્રાટ રાજા રણજીતસિંહના સમયની સુંદર નવલકથા છે. આ નવલકથા એટલી બધી રસીક છે કે, એકવાર હાથમાં લીધા પછી પૂરી કર્યા શિવાય નીચે મુકવાનું મનજ થતું નથી. હિંદુસ્થાનના એક નાનકડા રાજ્યના બાલયુવરાજપર બાલ્યાવસ્થામાંજ આવી પડતી આપત્તિ, તેમાંથી એક અંગ્રેજ કર્નલના હાથે થતી તેની ઉન્નતિ, વળી અંગ્રેજોને હાથેજ તેની થતી અવનતિ, રણજીતસિંહના દરબારમાં નોકરી, અને અંતે રાજ્યના ખરા હકદાર તરીકે અંગ્રેજોના હાથેજ રાજ્યપ્રાપ્તિ વિગેરે સુંદર અને મનોમુગ્ધ વિષયો એટલી બધી રસિકતાથી આ નવલકથામાં ગુંથવામાં આવ્યા છે કે, નવલકથા પૂર્ણ રસથી વાંચવાનો ઉત્સાહ વધ્યે જ જાય છે. પૃષ્ઠ ૫૦૦ કીંમત રૂા. ૨-૮-૦.

# ટાગોરની ટૂંકી વાતો; ભા. ૨ જો.

કવિવર રવિન્દ્રનાથ ટાગોર કૃત નીચેની એકવીસ વાતોનો આ સંગ્રહ છે. પાકું પુંઠું. પૃષ્ટ ૩૨૫ **કીંમત રૂા. બે.**

૧ દૃષ્ટિ મેળાપ, ૨ નદી તટ, ૩ જોગણ, ૪ વિજયમુકુટ, ૫ મયુર મિલન, ૬ રાજા રાણી, ૭ ઉદ્ધાર, ૮ જીવન કે મૃત્યુ, ૯ નયનજોર-બાપુનું ગૌરવ, ૧૦ એ છે કોણ? ૧૧ પોપટનું શિક્ષણ, ૧૨ મોટી બેન, ૧૩ પતિનું પ્રાયશ્ચિત, ૧૪ રાજ્યાભિષેક! ૧૫ અતૃપ્ત વાસનાઓ! ૧૬ સ્નેહ સુચન, ૧૭ હાડપિંજર, ૧૮ એક હતો રાજા, ૧૯ અડગ પતિ, ૨૦ બ્રાહ્મણ, ૨૧ વિલાયતી પ્રાયશ્ચિત.

# મધુરાણી.

કવિવર રવિન્દ્રનાથ ટાગોર કૃત એક ઘણીજ સરસ સામાજીક નવલકથા. પાકું પુંઠુ સોનેરી બાઇન્ડીંગ છે. **કીંમત રૂા. ત્રણ.**

" સ્વ. ભોગીન્દ્રરાવ + + + સામાજીક નવલકથાના લેખક તરીકે ગુજરાતની વાચકસૃષ્ટિમાં જાણીતા છે. સામાજીક ઉન્નતિના વિચારો સમાજમાં દાખલ કરી દેવા માટે સામાજીક સાહિત્યની આવશ્યક્તા છે. આવુ સાહિત્ય સામાજીક માનસમાં કેવો પલટો કરી શકે છે તે જુદા જુદા દેશના સાહિત્યના ઇતિહાસ પરથી સ્પષ્ટ જોઇ શકાય છે. + + + આ દૃષ્ટિએ અમે સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆના આ ગ્રંથને (તરલાને) સહૃદય આવકાર આપીએ છીએ. "

—'હિંદુસ્તાન અને પ્રજામિત્રઃ' મુંબઈ.

---

"+ + + પારસી સ્ત્રીબોધમાં સૌથી સરસ નિર્દોષ વાતો આવતી. પુતળીબેન અને ભોગીન્દ્રરાવની નવલકથાઓ ખરેખર સુંદર હતી. એમાંની એક આ 'તરલા'એ તેજ વખતે અમારૂં ધ્યાન ખેંચ્યું હતું. એના સફળ સર્જકતાથી આકર્ષાઈ અમે ભોગીન્દ્રરાવને 'સાહિત્ય' માટે એક ચાલુ વાર્તાની માગણી કરેલી અને તે તેમણે સ્વીકારેલી.

તરલા, વીણા અને ભુજંગલાલનાં પાત્રો એવી સારી રીતે આલેખાયાં છે, કે એમનાં હરીફો ગુજરાતી નવલકથાઓમાંથી થોડાં જ મળશે. + + + એની ભાષા વધુ આકર્ષક છે. + + +"

—' સાહિત્યઃ ' વડોદર.

---

# રાજસ્થાનની વીરરમણી-ચંદા

**( માત્ર જુજ નકલો સીલીકે રહી છે. )**

**ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિંમત રૂ. ૧-૧૨-૦**

આમાં ચારસો વર્ષ ઉપર થઇ ગયેલી રણથંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહની પત્ની ક્ષત્રાણી ચંદાનો ચિતાર છે. સુરજનસિંહે લોભ-સ્વાર્થને વશ થઇને શહેનશાહ અકબરની સામે યુદ્ધ ન કરતાં મેવાડના મહારાણાનો એ અજીત કિલ્લો શત્રુને સોંપી દેવાનો વિચાર કર્યો. તેની જાણ થતાં તેની પત્ની ચંદાએ પોતાના સ્વામીદ્રોહી પતિનું જાતેજ ખુન કરી પોતે સતી થઇ હતી. ઇતિહાસમાં આવા બનાવ ક્વચિતજ મળી આવે છે ને તેથી આ નવલકથા અદ્ભૂત ને અત્યંત રસિક થઇ છે.

# ડૂબતું વહાણ

કિંવા

# પવિત્રતાની પ્રસાદી !

**ડૉ. રવિન્દ્રનાથ ટાગોર કૃત સંસારી નવલકથા.**–ક્રાઉન ૧૬ પેજી ૫૦૦ પાનાંનું પુસ્તક. **કિંમત રૂા. ચાર.**

ટાગોરની નવલકથાઓમાંની આ રસભરી નવલકથા આપણને ક્ષણભર વિસ્મયમુગ્ધ કરી દે છે. કેટલાંક ગુંચવણભર્યાં સામાજીક પ્રશ્નો આપણી સમક્ષ ઉકેલ માટે મૂકેલા છે. ભાષાની મધુરતા, ટુંકાં અર્થ-ભર્યાં વાક્યો, સત્વભર્યાં આવશ્યક વર્ણનો આપણને ચકિત કરી નાંખે છે. તેમાંના પ્રત્યેક પાત્રને લેખકે એવી ખુબીથી આલેખ્યું છે કે, પ્રત્યેક પાસેથી આપણને ઘણું જાણવાનું ને શીખવાનું મળે છે. આ પુસ્તક લાઇબ્રેરી માટે તો ખરૂં જ પણ દરેક કુટુંબમાં ખાસ રાખવા લાયક છે. ( હવે જુજ નકલો જ રહી છે. )

# ધર્મનો જય.

વડોદરાના મહારાજા મલ્હારરાવના સમયની નવલકથા. આમાં મહારાજા મલ્હારરાવના ભોળપણનો ગેરલાભ લઇને તેમના નામે કારભારીઓએ પ્રજાજનોનો કેવી રીતે છળ કરેલો, અને તેના પરિણામે રાજ્ય ઉપર ભયંકર પ્રસંગ આવતાં છેવટે મ૦ મલ્હારરાવને નજરકેદ કરી, હાલના શ્રીમંત **મહારાજા સયાજીરાવને** ગાદીએ બેસારવાનો પ્રસંગ આવ્યો હતો. તેનું કલ્પનામિશ્રિત સાચું ચિત્ર આમાં છે. નાયક ધર્માજીરાવની ધર્મનિષ્ઠાની સાથે રાજ્યનિષ્ઠા, ધોંડોપંતનાં નિંદ્ય કાવતરાં, મલ્હારરાવ મહારાજનું ભોળપણ, ટોકરાસ્વામીની તેમને સલાહ, નીતિ અને ભ્રમર તથા સદ્દગુણ અને વિમલદુર્ગાનો પ્રેમ: મણીની મુંઝવણ વગેરે પ્રસંગો ઘણા મઝેદાર અને બોધક છે. રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૨૨૫ પુંઠું પાકું ને સોનેરી નામવાળું છે. **કિંમત રૂા. સવા.**

# કથામંજરી-ભાગ પહેલો.

( સોનેરી નામનું સુંદર પુંઠું. કિંમત રૂ. બે. )

આ ભાગમાં પહેલાં કોઈ સંગ્રહમાં ન આવેલી એવી વિદ્વાન્ લેખકોની ખાસ ચુંટી કાઢેલી નીચેની **સોળ વાતો છે**—

૧ **વેષધારી.** ( રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા; બી. એ. ) ૨ **તારાનું અભિજ્ઞાન.** ( રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ ), ૩ **એક રાત્રી.** ( ડૉ. રવીન્દ્રનાથ ટાગોર ), ૪ **અપરિચિતા.** ( રા. રા. ભગવાનદાસ ગીરજાશંકર ભટ ), ૫ **મણી.** ( રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ. ), ૬ **વીસમી સદીની શકુંતલા,** ( રા. રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર; બી. એ.), ૭ **દોલત** ( સ્વ. ભાઈ રણજીતરામ વાવાભાઈ મહેતા; બી. એ. ), ૮ **સુમનનો સંતાપ** ( રા. રા. ઇન્દુલાલ કે. યાજ્ઞિક; બી. એ. એલ. એલ. બી. ), ૯ **લગ્ન.** ( સૌ. શારદા મહેતા; બી. એ. ), ૧૦ **" ગરબાવળી."** ૧૧ **પૈસો કે પ્રેમ?** ( રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ; બી. એ. ) ૧૨ **વિચિત્ર સ્વયંવર.** ૧૩ **રેણુકા.** ( રા. રા. ગોકળદાસ ડી. રાયચુરા ), ૧૪ **કમળાનો કજીઓ.** ૧૫ **પ્રિય બાલા.** ( રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ ) ૧૬ **લલિત-માધુરી.** ( રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ટની મોટી આખી સ્નેહવાર્તા. )

આ **પુસ્તકની ઉત્તમતા** એથી જ સિદ્ધ થાય છે કે ઇ. સ. ૧૯૨૨-૨૩ માં મેટ્રીકની પરીક્ષા માટે ગુજરાતી ટેકસબુક તરીકે

* * * મુંબઇ યુનિવર્સિટીએ પસંદ કર્યું હતું. * * *